ટેલિગ્રામ : AKHANDANAN          ફે. નં. ૨૬૪૫૮ ને ૨૦૬૭૦

છેલ્લાં ૫૭ વર્ષથી ચાલતી સૌથી જૂની અને સસ્તી

# વિવિધ ગ્રંથમાળા

[ સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટ સંચાલિત ]

સ્વામી અખંડાનંદ માર્ગ, ભદ્ર પો. બૉ. નં. ૫૦
અમદાવાદ, તા.

શ્રીમાન

વિ૦ આ સાથે 'વિવિધ ગ્રંથમાળા'ના ચાલુ વરસના પ્રથમ હપતાનાં (૧) પ્રાચીન ભક્તો, (૨) ચિકિત્સાંજન અને (૩) સં. ૨૦૨૫નું પંચાંગ એ ત્રણ પુસ્તકો મોકલી આપ્યાં છે.

હવે બીજા હપતાનું પુસ્તક 'અમર ભારત' ભાગ ૧ લો* ડિસેમ્બર માસમાં મોકલી અપાશે; જેમણે એ પુસ્તક અગાઉ સંસ્થામાંથી ખરીદી લીધું હોય અથવા જેમને એ પુસ્તક ન જોઈતું હોય, તેમને બીજું પુસ્તક આપવામાં આવશે. એ માટે અમને તા. ૩૦–૧૧–'૬૮ સુધીમાં જણાવવા વિનંતિ છે.

પત્રવ્યવહારમાં આપનું પૂરું નામઠામ અને ગ્રાહકનંબર લખશો.

વ્યવસ્થાપક

---

* 'અમર ભારત' ભાગ ૧ લો–લે. જયન્તકૃષ્ણ દવે. ... પાનાં ૪૪૦ : કિંમત રૂા. ૪) છે. 'અમર ભારત' ભાગ ૨ જો ... ક જે અગાઉ ગ્રાહકોને મોકલી આપેલ છે.

# નિવેદન

આ પુસ્તકમા પુરાણકાળના માર્કંડેય મુનિ વગેરેના ૧૫ ચરિત્રો સક્ષેપમા સગ્રહવામા આવ્યા છે જે બ્રહ્મપુરાણ, સ્કન્દપુરાણ નારદ-પુરાણ પદ્મપુરાણ શ્રીમદ્ભાગવત અને મહાભારતનો આધાર લઈ એને તૈયાર કરવામા લેખકે સારો એવો શ્રમ ઉઠાવ્યો છે

આ અગાઉ સસ્થા તરફથી ૨૯ ભક્તોના ચરિત્રોનો સગ્રહ 'શ્રી ભક્તચરિત' પ્રસિદ્ધ થયેલ છે અને ગુજરાતમા જ થઈ ગયેલા ૧૨ ભક્તોના ચરિત્રોનો એક બીજો સગ્રહ 'ગુજરાતના ભક્તો' એ નામે બહાર પડેલ છે અને તે હાલ મળે પણ છે, એમા આ નવા ચરિત્રસગ્રહ 'પ્રાચીન ભક્તો'થી એકનો ઉમેરો થાય છે આશા છે કે વાચકોને આ પુસ્તક રુચિકર થઈ પડશે

આ પુસ્તક ગુજરાતીમા તૈયાર કરાવી પ્રકટ કરવાની ગીતા-પ્રેસ-ગોરખપુરના સચાલકોની અનુમતિ નિષ્કામ ભાવે મળેલી છે, તે માટે તેમનો અહી આભાર માનવામા આવે છે

વલ્લભવિદ્યાનગર, તા ૨૦-૭-'૬૮

'સસ્તુ સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટ'ના ટ્રસ્ટીઓ વતી
એચ. એમ. પટેલ (પ્રમુખ)

# અનુક્રમ

## ૧ : ભક્ત માર્કંડેય મુનિ

મહાપ્રલયનો ભયંકર સમય હતો. પ્રલય-સૂર્યનો ઉદય થયો, વાદળાં ગર્જવા લાગ્યાં, વીજળી ચમકવા લાગી, નક્ષત્ર તૂટવા લાગ્યાં. નદી-નદ સુકાઈ ગયાં. ઉપર ને નીચે આગ, આગ ને આગ જ વરસવા લાગી. પ્રચંડ પવનની સહાયથી આ સંવર્તક અગ્નિએ સર્વ કંઈ ભસ્મ કરી નાખ્યું. આ મહાઘોર મહાપ્રલયના સંકટમાં એક માત્ર મહર્ષિ માર્કંડેય ધ્યાનનિષ્ઠ રહ્યા; પરંતુ થોડી જ વારમાં પ્રલયાગ્નિએ એમને પણ વ્યાકુળ કરી દીધા. તેઓ બેબાકળા થઈ બેભાન જેવી દશામાં રક્ષણ માટે દોડવા લાગ્યા. ક્યાંયે વિશ્રામની જગ્યા એમને ન દેખાઈ. અગ્નિની ગગનગામી જ્વાળાઓ સિવાય ક્યાંયે કશું દેખાતું નહોતું. ભક્તે ભગવાનને યાદ કર્યા. એટલામાં જ તેમને એક વડનું ઝાડ દેખાયું. માર્કંડેયને તે વડના મૂળમાં આશરો મળી ગયો. જોયું તો ત્યાં અગ્નિ નહોતો, અંગારા વરસતા નહોતા ને વીજળી પણ નહોતી પડતી! મુનિ ધ્યાનમગ્ન થઈ ગયા.

થોડી જ વારમાં આકાશ કાળાં-પીળાં-ભયાનક વાદળોથી છવાઈ ગયું. પ્રલયવૃષ્ટિ થવા લાગી. ભયંકર પ્રલયાગ્નિ બુઝાઈ ગયો. હવે ધરતી જળમય થઈ ગઈ. સર્વત્ર જળબંબાકાર થઈ ગયું! દેવ-દાનવ-માનવ કોઈનુંયે અસ્તિત્વ ન રહ્યું. માર્કંડેયે આંખો ઉઘાડી જોયું તો બધે જળબંબાકાર છે. નથી વડનું ઝાડ, નથી ચંદ્રમા, નથી સૂર્ય, અગ્નિ, પવન અથવા કોઈ જીવ. એકલો ભયંકર

સમુદ્ર છે. તેને કોઈનો આશરો નથી. સર્વત્ર અંધકાર, અંધકાર ને અંધકાર જ છે! મુનિ એ સમુદ્રના જળમાં ડૂબવા લાગ્યા. તરવાનો પ્રયત્ન કર્યો; પરંતુ સફળતા ન મળી. આખરે પ્રબળ વહેણમાં તણાવા લાગ્યા. ભગવાનનું ધ્યાન ધર્યું. મનોમન તેમને શરણે ગયા. ભગવાનની દિવ્ય વાણી સંભળાઈ. પછી એ જ મહાન વટવૃક્ષ જલરાશિ ઉપર તરતું જણાયું. તેની એક વિશાળ ડાળી ઉપર દિવ્ય પલંગ બિછાવેલો છે. પલંગ દિવ્ય રત્નોથી શણગારેલો છે. વિવિધ પ્રકારનાં બિછાનાં બિછાવેલાં છે. પલંગ જાણે ઐશ્વર્યનો ભંડાર છે. અત્યંત તેજસ્વી પ્રકાશથી છવાયેલો છે. કરોડો સૂર્યોનો શીતળ અમૃત વરસાવતો પ્રકાશ પથરાઈ રહ્યો છે. પલંગ ઉપર બાળરૂપે ભગવાન શ્રીકૃષ્ણ બિરાજમાન છે. તેમના દેહનું તેજ કરોડો સૂર્યોનાં તેજને શરમાવે એવું છે. મહાન તેજ પથરાયેલું છે, તેમનું એક એક અંગ કરોડો કામદેવના અભિમાનના ચૂરા કરે છે. કમલદલ લોચન છે. વિશાળ વક્ષઃસ્થળ ઉપર શ્રીવત્સ અને દિવ્ય વનમાળાઓ સુશોભિત છે; કાનોમાં દિવ્ય કુંડળ, ગળામાં દિવ્ય હીરાનો હાર, વિવિધ પ્રકારનાં રત્નમય આભૂષણ પહેરેલાં છે; ચાર ભુજાઓ છે; શંખ, ચક્ર, ગદા ધારણ કરેલાં છે; દેવાધિદેવ ભગવાન શ્રીકૃષ્ણના મુનિમનમોહન આ બાલરૂપને જોઈ મુનિવર માર્કંડેય મોહિત થઈ ગયા અને વિચાર કરવા લાગ્યા. આ એકાર્ણવ જળમાં જ્યારે સર્વ ચરાચર નાશ પામી ગયું છે, ત્યારે આ નિર્ભય અને પ્રસન્નવદન તેજોમય અદ્ભુત બાળક કોણ છે? જોકે મુનિ સર્વ કંઈ જાણતા હતા; પરંતુ આ

વખતે ઈશ્વરી માયાથી મોહિત થઈને તેઓ કંઈ પણ સમજી શક્યા નહિ.

मूतं भव्य भविष्यं च जानन्नपि महामुनिः ।
न बुबोध तदा देव मायया तस्य मोहितः ॥
(ब्रह्मपुराण ५१-२६)

મુનિવર પહેલાં કદી ન જોયેલા આ વિચિત્ર બાળકનું તત્ત્વ-રહસ્ય ન પામવાથી ઘણા દુઃખી થયા. અને પોતાનાં તપોબળ, જ્ઞાન, કર્મ, દીર્ઘ જીવન અને મનુષ્યત્વને વ્યર્થ માનવા લાગ્યા. ત્યાર પછી તેઓ બેભાન જેવા થઈ ગયા અને મહાસમુદ્રના જળ ઉપર તરવા લાગ્યા. રક્ષણ માટે વ્યાકુળ મુનિ પોતાના મહિમામાં વિરાજેલા સર્વ તેજોમય બાળક તરફ જોઈ શક્યા નહિ. મુનિને આ પ્રમાણે વિપત્તિ માં પડેલા જોઈ લીલામય બાળકે હસતાં હસતાં કહ્યું: 'વત્સ! તું હવે બહુ થાકી ગયો છે અને આ વિપત્તિથી બચવા મારે શરણે આવેલ છે, તો આવ, જલદીથી આવી મારા શરીરમાં પ્રવેશ કર.' મુનિએ કંઈ પણ ઉત્તર આપ્યો નહિ અને તેઓ વિવશ થઈ બાળકના ખુલ્લા મુખમાં ચાલ્યા ગયા.

મુનિએ બાળકના પેટમાં જઈ અસંખ્ય વિચિત્ર વિશ્વો, વિવિધ લોકો, અનેક વિચિત્ર સમુદ્રો, અનેક દ્વીપો, વિચિત્ર પૃથ્વી, રત્ન, પહાડ, વૃક્ષ, જીવ, પશુ, પક્ષી, દેવતા, સિદ્ધ, ઋષિ-મુનિ, ચારણ, અપ્સરા, સ્વર્ગ, પાતાળ, ધરા, તીર્થ, ક્ષેત્ર વગેરે જોયાં. ત્યાં મુનિને કોઈ જ રોકનાર નહોતું. તેઓ બધી બાજુ ગયા. ભગવાનની કૃપાથી તેમની પૂર્વની સ્મૃતિ કાયમ રહી હતી. તેઓ આ પ્રમાણે અનંત વિશ્વોમાં

ભટક્યા; પરંતુ ક્યાંયે ભગવાનના એ શરીરનો અંત ન જણાયો. અંતહીન એ ભગવદ્દેહમાં વિવિધ લોકોમાં ફરતા અને વિવિધ પ્રકારના વિચિત્ર જગતને જોતા જોતા મુનિ ગભરાઈ ગયા અને અંતમાં એ જ દેવાધિદેવને શરણે ગયા. બાળકે મોં ઉઘાડ્યું અને તરત જ મુનિશ્રેષ્ઠ માર્કંડેય બહાર નીકળી આવ્યા.

બહાર નીકળી જુએ છે તો એ જ જૂનું ઝાડ છે. એ જ વૃક્ષની ડાળી ઉપરના પલંગમાં એ જ વિચિત્ર બાળક વિચિત્ર રીતે બેસી પોતાની મોહિની વિસ્તારી રહ્યો છે. મુનિને આશ્ચર્યચકિત જોઈ બાળકરૂપ ભગવાને હસીને કહ્યું: 'વત્સ! તને મારા પેટમાં શાંતિ મળી? તેં ત્યાં શું આશ્ચર્ય જોયું? હે મુનિવર! તમે મારા ભક્ત છો. હું તમારા કલ્યાણ માટે કહું છું કે હવે તમે મારી તરફ જુઓ!' મુનિને હિમ્મત આવી અને તેમણે હર્ષથી પુલકિત બની ભગવાન તરફ જોયુ. જોતાં જ માયાનો પડદો દૂર થઈ ગયો. તેમને નવી દિવ્ય દૃષ્ટિ મળી ગઈ. મુનિ માર્કંડેય દેવતાઓ અને મુનિઓથી સેવાયલાં ભગવાનનાં અરુણ રંગનાં ચરણકમળનાં પ્રણામ કરી હાથ જોડી વારંવાર આશ્ચર્યચકિત થતા હર્ષને લઈને ગદ્ગદ કંઠથી સ્તવન કરવા લાગ્યા. મુનિની સ્તુતિથી પ્રસન્ન થઈ ભગવાને કહ્યું: 'મુનિવર! તમે શું ઇચ્છો છો? બોલો, તમારી બધી ઇચ્છાઓ હું પૂરી કરીશ.' મુનિ ભગવાનની દિવ્ય વાણી સાંભળી બોલ્યા: 'ભગવન્! હું તમારું સ્વરૂપ જાણવા ઇચ્છું છું. તમારા પેટમાં કોણ જાણે હું કેટલુંયે ફર્યો; પરંતુ ક્યાંયે તમારો પાર ન પામી શક્યો. હે પુંડરીકાક્ષ! કહો કે

તમે કોણ છો? શા માટે સમસ્ત જગતને પી જઈ અહીં શિશુસ્વરૂપે રમી રહ્યા છો? સમસ્ત જગત તમારા દેહની અંદર છે અને તમે અહીં ક્યાં સુધી રહેશો? હે કમળ-લોચન! મેં જે કંઈ જોયું, તે બુદ્ધિથી પર અને તદ્દન અચિંતનીય છે. કહો, આ અચિંત્ય લીલાને–ઉદરને ધારણ કરનારા અચિંત્યના આધાર તમે કોણ છો?'

ભક્ત માર્કંડેયનાં વચનો સાંભળી મહાતેજસ્વી મહાન વક્તા દેવાધિદેવ ભગવાન મુનિને સાંત્વના દેતાં બોલ્યા:

'હે બ્રાહ્મણ! મનુષ્ય તો શું, દેવો પણ મને સારી રીતે જાણતા નથી. તમારી ભક્તિથી પ્રસન્ન થઈ હું મારું કંઈક રહસ્ય તમને બતાવું છું, તે સાંભળો. હે વિપ્રર્ષિ! તમે પિતાની ભક્તિ કરેલી છે, તમે મારે શરણે આવેલ છો, અને તમે અસાધારણરૂપે બ્રહ્મચર્યનું પાલન કરેલું છે એ હું જાણું છું, તેથી હું તમારા ઉપર સંતુષ્ટ છું. પ્રાચીન-કાળમાં મેં જળનું 'નાર' એવું નામ રાખ્યું હતું, તેથી મારું નામ 'નારાયણ' છે. આ નાર હમેશાં મારું અયન-ગમ્યસ્થાન છે. હું 'નારાયણ' નામે સૌનો ઉત્પાદક છું. હું અવિનાશી, નિત્ય, સર્વભૂતોનો વિધાતા અને સૃષ્ટિકર્તા છું. હું જ વિષ્ણુ, બ્રહ્મા, શિવ, ઇંદ્ર, સૂર્ય, ચંદ્ર, યમ, પ્રજાપતિ, ધાતા, વિધાતા અને યજ્ઞ છું. અગ્નિ મારું મુખ છે. આકાશ અને દિશાઓ શ્રોત્ર–કાન છે, સમુદ્ર પરસેવો છે, દિશા અને નભોમંડળ શરીર છે, વાયુ મન છે, યજ્ઞો વડે હું જ પૂજાઉં છું. વેદવિદ્ વિપ્રો મારી જ અર્ચના-સેવાપૂજા કરે છે; ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર પોતપોતાનાં કર્મો વડે મારું જ પૂજન કરે છે. સુમેરુ અને મંદરા-

ચળથી વિભૂષિત અને સમુદ્રોથી વિસ્તૃત વસુંધરાને શેષરૂપે હું જ ધારણ કરું છું. પ્રાચીનકાળમાં જળમાં ડૂબેલી પૃથ્વીનો વરાહરૂપે મેં જ ઉદ્ધાર કર્યો હતો. હું જ વડવાનલ બની જળરાશિનું પાન કરું છું. વળી હું જ તેમાં સમાઈ જઈ સૌને ઉત્પન્ન કરું છું. ચારે વર્ણ મારામાંથી જ નીકળ્યા છે, ચારે વેદોનો પ્રાદુર્ભાવ મારાથી જ થયો છે અને તેઓ બધા મારામાં જ પ્રવેશે છે.

જે સમતાવાળા છે, મન-ઇંદ્રિયોને જીતનાર છે, તત્ત્વ-જિજ્ઞાસુ, કામ-ક્રોધ-દ્વેષરહિત, આસક્તિહીન, નિષ્પાપ, સત્ત્વ-ગુણી, નિરહંકાર અને અધ્યાત્મદર્શી પુરુષ છે, તેઓ જ મારી તન્મયભાવથી ઉપાસના કરે છે. હું જ સંવર્તક નામનો જ્યોતિ, અનલ (અગ્નિ-કામ) સૂર્ય અને પવન છું. નભોમંડળમાં દેખાતા સર્વ તારા મારા રોમકૂપો છે. દિશાઓ અને સાગર સર્વ હું જ છું. સારા-ખોટા સર્વ ભાવો મારાથી જ છે. સત્ય, દાન, તપ અને સર્વભૂતમયી અહિંસાથી મનુષ્ય જે કલ્યાણ પામે છે, તેનું મૂળ હું જ છું. સર્વ દેહધારી મારી જ ઇચ્છાથી થયેલા અને મારી જ આજ્ઞાથી હરતા-ફરતા છે. જે સારી રીતે મારી પૂજા-અર્ચા કરે છે, તે શાંત ચિત્તવાળા ક્રોધને જીતનાર પુરુષ મને જ પ્રાપ્ત થાય છે. પાપી મનુષ્ય મને કદી મેળવી શકતો નથી. લોભી, કંજૂસ, ઇંદ્રિયોનો દાસ અને અશુભ કર્મ કરનાર પુરુષ પણ મને પામી શકતો નથી. સાધક મહાત્માઓને પ્રાપ્ત થતું જે મહાફળ છે, તે હું જ છું. કુયોગી અને અજ્ઞાની માણસો માટે હું અપ્રાપ્ય છું. જ્યારે ધર્મની ગ્લાનિ અને અધર્મનો અભ્યુદય થાય છે, ત્યારે હું પ્રગટ થાઉં છું. જ્યારે દૈત્ય

લોકો હિંસાપરાયણ થઈ જાય છે, અને દેવો વડે પણ મરતા નથી, ત્યારે હું માનવરૂપમાં પ્રગટ થાઉં છું અને દૈત્યોનો સંહાર કરી ધર્મની સ્થાપના કરું છું. પોતાની માયાથી જ હું બધાનો સંહાર અને પુનઃ સર્જન કરું છું; હું જ કાળ છું. હું જ કાળચક્રનો પ્રવર્તક છું. હું જ બ્રહ્મ છું. હું જ સર્વ ભૂતોનું શમન કરનાર છું. હું જ સૌમાં આત્મારૂપે રહેલો છું. આશ્ચર્ય એ છે, કે સૌમાં હમેશાં રહેલો હોવા છતાંય મને કોઈ જાણતું નથી. ભક્તો સર્વ પ્રકારે મારી જ પૂજા કરે છે; હે વિપ્રર્ષે! તમે મારી અંદર જે કંઈ જોયું છે, તે તમારા સુખ અને કલ્યાણને માટે જ છે. સ્થાવર-જંગમ જે કંઈ તમે જોયું છે, તેમાં ભૂતભાવન હું જ સર્વત્ર વિરાજમાન છું; અને સૌ મારી યોજનામાં જ જોડાયેલાં છે. હું જ શંખ-ચક્ર-ગદા-પદ્મધારી નારાયણ છું. જ્યાં સુધી હજાર યુગ નહિ વીતે, ત્યાં સુધી હું વિશ્વાત્મા સમસ્ત વિશ્વને મુગ્ધ કરી સૂતો રહીશ. જ્યાં સુધી બ્રહ્મા જાગશે નહિ, ત્યાં સુધી હું અશિશુ હોવા છતાંયે શિશુરૂપમાં રહીશ. હે વિપ્રર્ષિઓ વડે પૂજાતા મુનિવર! હું તમારા ઉપર સંતુષ્ટ છું, તેથી તમને આ રહસ્ય બતાવ્યું છે. જ્યાં સુધી બ્રહ્મા પ્રગટ થતા નથી, ત્યાં સુધી તમે અહીં જ સુખેથી રહો. જ્યારે લોકપિતામહ પ્રગટ થશે, ત્યારે હું એકલો જ સર્વ ભૂતોને-આકાશ, પૃથ્વી, અગ્નિ, વાયુ, જળ, ઇત્યાદિ ચરાચર પદાર્થો ફરીથી ઉત્પન્ન કરીશ.'

ભગવાનની દિવ્ય વાણી સાંભળી મહાન તપસ્વી ભક્ત માર્કંડેય કૃતાર્થ થઈ ગયા.

બોલો ભક્ત અને તેમના ભગવનનો જય!

## ૨ : ભક્ત મહર્ષિ અગસ્ત્ય અને રાજા શંખ

હૈહયવંશના પ્રજાવત્સલ રાજા શ્રુતાભિધાનના પુત્ર મહારાજ શંખ આદર્શ રાજવી હતા. તેઓ શાસ્ત્રોના સિદ્ધાંતો જાણનારા અને સમસ્ત સદ્‌ગુણોથી સંપન્ન હતા. હમેશાં ચિત્તને ભગવાનમાં જોડી રાખીને જ રાજકાજ કરતા હતા. ધીરે ધીરે તેમની વિષયાસક્તિ નાશ પામી ગઈ. ભગવાન કમળનેત્ર શ્રીજગદીશ્વરની નિશ્ચળ ભક્તિ તેઓ કરવા લાગ્યા. તેઓ નિત્ય નિયમપૂર્વક અચળ અને ઊંડા નિશ્ચયથી અનંત પુરુષોત્તમ ભગવાનનુ ધ્યાન કરતા. ભગવાનની પ્રીતિને માટે જ તેઓ વિવિધ પ્રકારનાં પુણ્ય–દાન, વ્રત અને દક્ષિણાયુક્ત અશ્વમેધાદિ યજ્ઞ કરતા. ભગવાન માટે જ તેઓ બ્રાહ્મણોનુ પ્રિય કાર્ય કરતા. તેમની પૂજા કરતા અને જ્યાં ત્યાં જરૂર પ્રમાણે કૂવા, તળાવ, ધર્મશાળા વગેરે બંધાવતા. તેઓ ભક્તિપૂર્વક અજ, અવ્યય, અચ્યુત, ભગવાન શ્રીગોવિંદનું નામસ્મરણ અને જપ કરતા, તેમની પૂજા કરતા અને પૌરાણિક વિદ્વાનોને સુખેથી સંસાર-સાગરથી પાર ઊતરવાની નૌકાસ્વરૂપ પવિત્ર હરિકથાનું આદરપૂર્વક શ્રવણ કરતા. આમ સતત ભગવાનના ધ્યાન માં જોડાયેલા રહી તેમનું પવિત્ર ચિંતન કરતા રહીને તેઓ તન–મન ને ધનથી ભગવાનની સેવા કરવા લાગ્યા. તેમનુ ચિત્ત સર્વ પ્રકારે શ્રીહરિમા પરોવાઈ ગયું. તેમના મનમાં ભગવાનના પવિત્ર દર્શનની લાલસા થઈ આવી. તેઓ ભગવાનને માટે જ સર્વ કાર્યો કરતા; પરંતુ તેમને એક જ ચિંતા થવા લાગી, કે ભગવાન મને ક્યારે દર્શન

દેશે ? જેમ જેમ દિવસો વીતતા ગયા, તેમ તેમ રાજાના મનની વ્યાકુળતા પણ વધવા લાગી. એક દિવસ તેઓ ઘણા જ ખિન્ન થઈ મનોમન પોતાને ધિક્કાર આપતા કહેવા લાગ્યા: 'અહો ! કોણ જાણે પૂર્વજન્મોમાં મેં કેટલાંયે પાપ કર્યાં છે, કે જેને લીધે આજ સુધી હું ભગવાનનું દર્શન પામી શક્યો નથી. અવશ્ય આ મારાં પાપોનું જ પરિણામ છે અથવા એમ પણ હોઈ શકે, કે મારું મન ખરેખર ભગવાનનું દર્શન ચાહતું જ નથી; મારા મનમાં જો ભગવાન માટે વાસ્તવિક વ્યાકુળતા હોત તો ભક્તવત્સલ અંતર્યામી ભગવાન દર્શન દેવામાં વિલંબ શું કરવા કરત ? હવે હું કયો ઉપાય કરું કે જેથી આ વિરહતાપથી બળતી આંખો ભગવાનના મુખચંદ્રનું દર્શન પામી શીતળ થાય ? હું મહાઅપરાધી છું. મેં ભગવાનના શ્રીમુખનો એક શબ્દ પણ આજ સુધી સાંભળ્યો નથી. ભગવાન એક વાર મને કહી દે કે, તને લાખ વર્ષ પછી દર્શન દઈશ તો મારું હૃદય નાચી ઊઠત. તેમની મધુર વાણી સાંભળી હું તેમની વાટ જોતો જીવન ધારણ કરત; પરંતુ હાય ! હવે કઈ આશા ઉપર જીવું ? શું મારા હૃદયેશ્વર મને આટલું આશ્વાસન પણ નહિ આપે ?' આમ કહેતાં કહેતાં રાજા શંખ અત્યંત વ્યાકુળ થઈ ગયા. તેમની આંખોમાંથી ગરમ અશ્રુઓ વહેવા લાગ્યાં. તેમના પ્રાણ રુંધાવા લાગ્યા અને તેઓ ભગવાનના ધ્યાનમાં બેભાન થઈ જમીન ઉપર પડી ગયા !

એટલામાં જ તેમના કાનોમાં મધુર અવાજ આવ્યો. એ મીઠા સ્વરો સાંભળતાં જ હૃદય શીતળ થઈ ગયું.

આનંદથી શરીર પુલકિત થઈ ઊઠયું. તેમણે સાંભળ્યું: 'હે વહાલા! તું શોક છોડી દે, તું મારો અનન્ય ભક્ત છે, અને સાચો સાધુ છે; હું તારો કદી ત્યાગ કરીશ નહિ. તેં મારે માટે ભારે તપ કર્યું છે. હું તારા ઉપર સંતુષ્ટ છું; પરંતુ હજી મારાં દર્શનને એક હજાર વર્ષની વાર છે. તારી જ પેઠે મહર્ષિ અગસ્ત્ય પણ મારાં દર્શન માટે વ્યાકુળ છે, તું તરત જ વ્યંકટેશ પર્વત ઉપર જા. અગસ્ત્ય પણ બ્રહ્માની આજ્ઞાથી ત્યાં જઈ તપ કરી રહ્યા છે. ત્યાં જઈ મારામાં મન જોડીને મારું ધ્યાન-ભજન કરતો રહે. તને ત્યાં જ મારાં દર્શન થશે.'

'હજાર વર્ષ પછી ભગવાનનાં દર્શન થશે.' એ સાંભળી રાજા હર્ષથી નાચી ઊઠ્યો. 'ક્યાં હું નીચ અને ક્યાં સર્વલોકમહેશ્વર નારાયણ! હજાર વર્ષ પછી પણ મને દર્શન તો દેશે જ ને. અહો! મારા જેવો બીજો ભાગ્યશાળી કોણ હશે? મને ભગવાન હજાર વર્ષ પછી દર્શન દેશે.' આ પ્રમાણે વિચાર કરી રાજા આનંદમગ્ન થઈ ગયો. સાચા ભક્તો ઘણી જ ધીરજવાળા હોય છે. તેઓ કાચા સાધકોની પેઠે થોડા સમયમાં જ કંટાળી સાધના છોડી દેતા નથી, તો તો પછી ભગવાનને મેળવવાનું કંઈ મૂલ્ય જ નથી. ભક્ત સમજે છે કે હજાર વર્ષની સાધના પછી પણ જો તેઓ મળે છે, તો બહુ જ સસ્તામાં જ મળે છે. વાસ્તવિક રીતે સાધનાના બદલામાં સાધનના ફળસ્વરૂપે ભગવાનનાં દર્શન થતાં નથી. જેના ઉપર કૃપા કરી તેઓ પોતાની યોગમાયાનો પડદો દૂર કરી દે છે, તે જ ભાગ્યવાન ભગવત્કૃપાકાંક્ષી ભગવાનનાં દુર્લભ દર્શન

પ્રાપ્ત થાય છે. ભગવાનનાં દર્શન માટે દેવતાઓ પણ તલસે છે. બ્રહ્મા-વિષ્ણુ-મહેશ્વરનાં-ભગવત્સ્વરૂપોનાં દર્શન તો દેવતાઓને થઈ જાય છે; પરંતુ સાક્ષાત્ પ્રભુ અચિંત્ય, અનંત સૌંદર્ય-માધુર્યના સાગર ભગવાનનાં દર્શન તો કોઈકને જ, કેવળ તેમની કૃપાથી જ પ્રાપ્ત થાય છે. તેમનાં દર્શનનું મૂલ્ય શું છે? યુગયુગાંતર સુધી સાધના કરવા છતાંયે તેમનાં દર્શનની યોગ્યતા પ્રાપ્ત થતી નથી; તેથી હજાર વર્ષમાં દર્શન થવાં એ તો તેની ઘણી મોટી કૃપાનો પ્રભાવ છે. પોતાને આવી ભગવત્કૃપાને પાત્ર સમજી રાજાની પ્રસન્નતાનો પાર જ રહ્યો નહિ; પરંતુ હવે હજાર વર્ષમાં એક ક્ષણ પણ કોઈ બીજા કામમાં શા માટે વીતે? તેથી રાજા તે જ સમયે પોતાના સુયોગ્ય પુત્ર વજ્રને પ્રજાપાલનનો ભાર સોંપી નારાયણનાં દર્શન માટે નારાયણગિરિ ઊપડ્યા. તેઓ એટલા જલદી ચાલ્યા કે જાણે આ જ ક્ષણે દર્શન થઈ રહ્યાં છે અને એક ક્ષણની વાર થશે, તો દર્શન નહિ થાય એમ વિચારી તેઓ ન તો નિશ્ચિંત થયા, કે ન તો તેમણે ભજનમાં થોડી પણ ઊણપ આવવા દીધી. એમણે એમ ના વિચાર્યું કે 'દર્શન તો હજાર વર્ષ પછી થશે અને જ્યારે ભગવાને કહી દીધું છે, ત્યારે દર્શનમાં કંઈ સંદેહ જ નથી, પછી આટલી ઉતાવળ શા સારુ કરવી?'

રાજા તે જ સમયે ચાલી નીકળ્યા અને ભગવાનનું સ્મરણ કરતા તથા પોતાના સદ્ભાગ્ય ઉપર ખુશી થતા થતા બની શકે તેટલા વહેલામાં વહેલા નારાયણ પર્વત ઉપર પહોંચી ગયા. ત્યાં પહોંચી તેમણે જોયુ કે પર્વતના ઘણા ઊંચા શિખર ઉપર સ્વામિપુષ્કરિણી (સરોવર)

સુશોભિત છે. તેમાં અમૃત જેવું જળ ભરેલું છે. અનેક સિદ્ધ, ગંધર્વ અને દેવતા તે સ્વામિતીર્થનું સેવન કરી રહ્યા છે. અનેક પ્રકારના પક્ષીઓના કલરવથી તથા કુમુદ, કમળ વગેરેની સુગંધિથી સ્થાન અત્યંત મનોહર થઈ રહ્યું છે. રાજા શંખે અત્યંત પવિત્ર અને સુંદર સ્થાન જોઈ તેને કાંઠે પોતાની પર્ણકુટી બનાવી અને ચિત્તની ગતિને સ્થિર કરીને તેને પરમાત્મા શ્રીનારાયણના ધ્યાનમાં જોડી દીધું. તેઓ અનન્ય ચિત્તથી ધ્યાનપરાયણ થઈને મહાકઠિન તપ કરવા લાગ્યા.

પેલી તરફ બ્રહ્માની આજ્ઞાથી મહર્ષિ અગસ્ત્ય પણ સેંકડો મુનિઓથી ઘેરાઈ એ જ પવિત્ર પર્વતની પ્રદક્ષિણા કરી રહ્યા હતા. દેવતા અને ઋષિ-મુનિઓને ખબર પડી ગઈ હતી કે મહર્ષિ અગસ્ત્યને દર્શન દેવાને માટે શ્રીભગવાન વેંકટેશ પહાડ ઉપર પ્રગટ થશે, તેથી ભગવાનનાં દિવ્ય દર્શનની લાલસાથી બ્રહ્મા, ઇંદ્ર, સ્વામી કાર્તિક વગેરે દેવતા અને સનકાદિ યોગીંદ્ર, નારદાદિ દેવર્ષિ તથા અન્યાન્ય સિદ્ધ મહાત્માઓ પણ આ સુઅવસરે ભગવાનનાં દર્શનની ઇચ્છા કરવા લાગ્યા. ઋષિ અગસ્ત્યને ભગવાન-શ્રીગોવિંદની પૂજા-અર્ચા કરતાં કરતાં ત્યાં હજાર વર્ષ પૂરાં થઈ ગયાં; પરંતુ તેમને પુંડરીકાક્ષ ભગવાનનાં દર્શન ન થયાં; ત્યારે મહર્ષિને ઘણી ચિંતા થઈ. એટલામાં જ ત્યાં બૃહસ્પતિ, શુક્ર વગેરેએ આવી મહર્ષિ અગસ્ત્યને કહ્યું :

'હે મુનિવર ! આપ જેવા બીજા નારાયણ સમાન અનન્ય નારાયણ ભક્તનાં દર્શનથી આજે મારું જીવન સફળ થઈ ગયું. અમારા મનમાં પણ ભગવાનનાં દર્શનની

તીવ્ર ઈચ્છા થઈ હતી, તેથી અમે બધા બ્રહ્મા પાસે ગયા હતા. બ્રહ્માએ અમને કહ્યું છે કે 'શ્વેતદ્વીપના દક્ષિણ વિભાગમાં વેંકટેશ નામનો એક પવિત્ર પર્વત છે. ત્યાં મહર્ષિ અગસ્ત્ય અને રાજા શંખ, ભગવાનનાં દર્શન માટે કઠોર સાધના કરી રહ્યા છે. સર્વલોકમહેશ્વર શ્રીગોવિંદ પોતે જ તેમને દર્શન દેવા માટે ત્યાં પ્રગટ થશે, ત્યારે અમે બધા દેવો પણ તેમનાં દર્શન કરી કૃતાર્થ થઈશું અને આ સુઅવસર ઘણો જ જલદી આવશે. તેથી આપ વેંકટેશ પર્વત ઉપર જઈ મહર્ષિ અગસ્ત્યને મળો અને તેમને સાથે લઈ શંખની પાસે જાઓ, અને બધા લોકો મળી ભગવાનને તરત જ પ્રગટ થવાની પ્રાર્થના કરતા તેમની વાટ જુઓ.' હે મુનિશ્રેષ્ઠ! બ્રહ્માના આદેશથી અહીં આવી તેજઃપુંજ આપ મહાસમર્થનાં અમે દર્શન કર્યાં છે. હવે આપની સાથે સ્વામિપુષ્કરિણીને કિનારે જઈ મહાભાગ્યવાન શંખનાં દર્શન કરીશું. ભગવાનની ભક્તિનો કેવો અપૂર્વ મહિમા છે! વિધિપૂર્વક આરાધના કરવા છતાં જે મહાન મહર્ષિ અને દેવતાઓનું પ્રસન્ન થવું કઠણ થાય છે, તેઓ મહાન મહિમાવાળા મહર્ષિ અને દેવો ભક્તના દર્શનાર્થે તેમની ઝૂંપડીએ જાય છે.

મહર્ષિ અગસ્ત્યને એમની વાત સાંભળી ઘણો જ આનંદ થયો. તેમનો શોક દૂર થયો. દેવગુરુ બૃહસ્પતિની આગેવાનીમાં દેવતાઓને સાથે લઈ અગસ્ત્ય તરત જ સ્વામિપુષ્કરિણીની નજીક જઈ પહોંચ્યા. ત્યાં જઈ જુએ છે તો નરપતિ શંખ પોતાનાં મન, વચન અને શરીરની સઘળી ચેષ્ટાઓને શ્રીભગવાનમાં અર્પણ કરીને નિશ્ચળ સમાધિસ્થ થઈ રહ્યા છે. ઋષિ અને દેવોના આગમનની

વાત જાણીને રાજાએ સૌને પ્રણામ કર્યા અને યથાયોગ્ય સ્તુતિ–પ્રાર્થના કરી સૌની પૂજા કરી. બૃહસ્પતિએ બધા સમાચાર સંભળાવ્યા. ત્યાર પછી બધા લોકો ભગવાનની રાહ જોતા અને તેમના શ્રીગોવિંદ નામનું કીર્તન કરતા કરતા પોતાને કૃતાર્થ માનવા લાગ્યા.

આ પ્રમાણે ત્રણ દિવસ સ્તુતિ, પ્રાર્થના અને કીર્તન કરતાં વીતી ગયા. ત્રીજે દિવસે રાતને વખતે બધાને નિદ્રા આવી ગઈ. ત્યારે તેમણે પાછલી રાત્રે એક વિલક્ષણ સ્વપ્ન જોયું. જાણે પુરુષોત્તમ હરિ ભગવાન શંખ, ચક્ર, ગદા, પદ્મ વગેરે ધારણ કરીને પ્રગટ થઈ અત્યંત પ્રસન્નતાપૂર્વક તેમની આગળ આકાશમાં રહી મંદ મંદ હાસ્ય કરી રહ્યા છે. બધા લોકો સ્વપ્નમાં ભગવાનનાં દર્શન પામી આનંદમગ્ન થઈ ગયા. જાગ્યા પછી સ્વપ્નદર્શનને શ્રીભગવાનના શુભાગમનની પૂર્વ સૂચના સમજી અત્યંત ઉત્કંઠાપૂર્વક ભગવાનની રાહ જોવા લાગ્યા. પ્રાતઃકાળ થતાં તેમણે આદરપૂર્વક ને વિધિપૂર્વક તે જળાશયમાં સ્નાન કર્યું અને નિત્યકર્મ કર્યા પછી ભગવાન અચ્યુતની આરાધનામાં જોડાઈ ગયા. બધા મળીને વિવિધ પ્રકારે ભગવાનની સ્તુતિ અને 'ॐ नमो नारायणाय' આ અષ્ટાક્ષર મંત્રનો જપ કરવા લાગ્યા. બધાના મનમાં એ નિશ્ચય હતો કે બસ, હવે ભગવાન પ્રગટ થનાર જ છે. પળે પળે તેઓ ભગવાનના પ્રગટ થવાની રાહ જોવા લાગ્યા, તેમનું ચિત્ત બધી બાજુથી દૂર થઈ કેવળ શ્રીભગવાનમાં જ અનન્યભાવથી અર્પણ થઈ રહ્યું હતું. એટલામાં જ અકસ્માત્ તેમની આગળ એક મહાન અદ્ભુત તેજ પ્રગટ થયું. જાણે અસંખ્ય કરોડ અગ્નિ, ચંદ્રમા અને સૂર્ય એક-

સાથે જ પ્રગટ થયા છે. અને તેમનો તે તેજઃપુંજ અપૂર્વ શોભા ધારણ કરી આકાશમાં શોભી રહ્યો છે. અનંત પ્રકાશ હોવા છતાં પણ તેમાં દાહકતા અને તાપ નથી અને આંખો પણ અંજાઈ જતી નથી. બધા લોકો આ અમાપ તેજ જોઈ દિવ્ય પરમાનંદ મૂર્તિ શ્રીનારાયણનું ધ્યાન કરવા લાગ્યા. એટલામાં તેમણે જોયું કે ભગવાન તેમની આગળ હાજર છે. ભગવાનનું સ્વરૂપ વાણી અને મનથી અતીત છે. તેમને હજાર નેત્રો છે, હજાર બાહુ છે, હજાર પગ છે, તપાવેલા સોના જેવું તેજ છે, તેજોમય કાંતિ છે, મનોહર હોવા છતાં પણ અતિ ભયંકર આકૃતિ છે, ભયાનક દાઢો છે, તેઓ મોંમાંથી અગ્નિની જ્વાળાઓ કાઢી રહ્યા છે, વક્ષઃસ્થળ ઉપર કૌસ્તુભ-મણિ અને શ્રીલક્ષ્મીજી શોભી રહ્યાં છે. અચિંત્ય, અનાદિ અનંત, સર્વોત્તમમય, સમસ્ત બ્રહ્માંડના પ્રકાશક ભગવાનનું આવું અત્યંત ભયદાયક સ્વરૂપ જોઈ બધા લોકો ડરતા-ડરતા પણ અત્યંત હર્ષથી તેમની સ્તુતિ કરવા લાગ્યા. ભગવાન શ્રીહરિનાં જે મહાન તેજસ્વી આયુધો લોકરક્ષા માટે ત્રણે લોકમાં વિચરણ કરે છે, તે બધાં ભગવાનની સેવામાં હાજર થઈ ગયાં. સૂર્ય સમાન તેજસ્વી ચક્ર, દિવ્ય ગદા, ખડ્ગ, ચંદ્રપ્રભાવાળો પાંચજન્ય શંખ વગેરે સૌએ એકનિષ્ઠ થઈ વિરાટરૂપ શ્રીહરિની પૂજા કરી. પાંચ-જન્યના ઉગ્ર ધ્વનિથી રાક્ષસો ડરી ગયા. બ્રહ્મા, રુદ્ર, ઇંદ્ર, વગેરે દેવો અત્યંત આશ્ચર્યમાં ડૂબીને પોતપોતાનાં વાહનો ઉપર સવાર થઈ ત્યાં આવી પહોંચ્યા. સનકાદિ યોગી, વસિષ્ઠાદિ મુનિ, ગંધર્વ, સર્પ, કિન્નર, વિષ્વક્સેન, ગરુડ, જય વગેરે ભગવાનના સેવક અને શ્વેતદ્વીપનિવાસી

નિત્યસિદ્ધ મહાત્મા બધા ત્યાં આવી ગયા. વૃક્ષો પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યાં. કિન્નર અને ગંધર્વ આનંદિત મનથી ગાવા લાગ્યા. બ્રહ્મા વગેરે દેવતા સ્તુતિ કરવા લાગ્યા. બધી બાજુ આનંદનો પ્રવાહ વહેવા લાગ્યો; પરંતુ ભગવાનના ભયાનક સ્વરૂપથી મનોમન બધા ડરી પણ રહ્યા હતા. બધાની ઇચ્છા હતી કે સૌંદર્ય–માધુર્યનિધિ શ્રીહરિ પોતાના પરમ સુંદર સૌમ્ય સ્વરૂપમાં અમને દર્શન દે તેથી દેવોની પ્રાર્થના સાંભળીને ભગવાન ગંભીર વાણીથી બોલ્યા : 'હે વત્સગણ! જુઓ, હું મારી ભયંકર મૂર્તિ છુપાવી અત્યંત પ્રિય શાંતસ્વરૂપ થઈ જાઉં છું, હવે તમે લોકો વ્યાકુળતા છોડી સુખપૂર્વક દર્શન કરો.' આ પ્રમાણે કહી ભગવાન ક્ષણવાર અંતર્ધાન થઈ ગયા. બીજી જ ક્ષણે બધાએ જોયુ કે સામે એક સુંદર રત્નજડિત વિમાન પ્રગટ થયુ છે, તેમાં ભગવાન બેઠેલા છે. તેમનું મુખકમળ ચંદ્રબિંબ પેઠે શાંત અને નીલકમળ પેઠે સુશોભિત છે. કરોડો ચંદ્રમા સમાન અમૃતવર્ષિણી શીતળતા અને કરોડો સૂર્યો સમાન ભગવાનનો પ્રકાશ છે. ભગવાને સુવર્ણ જેવું પીળું વસ્ત્ર ધારણ કરેલું છે. સુંદર અંગો ઉપર અનેક આભૂષણ અને હાથોમાં શંખ, ચક્ર, ગદા તથા પદ્મ સુશોભિત છે. બ્રહ્માદિ દેવતા, મુનિ, મહર્ષિ અગસ્ત્ય અને રાજા શંખ ભગવાનના આ દિવ્ય મધુર સ્વરૂપને જોઈને આનંદમાં ઉન્મત્ત જેવા બની ગયા અને વિવિધ પ્રકારે સ્તવન કરવા લાગ્યા. ત્યાર પછી શ્રીભગવાને મહર્ષિ અગસ્ત્યને કહ્યું : 'તમે મારે માટે ખૂબ તપ કર્યું છે, હું તમારા ઉપર અત્યંત પ્રસન્ન છું, તો તમારી ઇચ્છા હોય તે મારી પાસે માગી લો.' ભગવાનનાં વચન સાંભળી હર્ષથી ગદ્ગદિત વાણીથી

તેઓ બોલ્યા: 'પ્રભો! આજે મેં શું નથી મેળવ્યું? મારા યજ્ઞો, તપ, અધ્યયન અને શ્રવણ વગેરે બધાં જ આજે સફળ થઈ ગયાં. આજે હું ત્રણે લોકમાં ધર્માત્મા અને ધન્ય થઈ ગયો. હું આપને શોધી રહ્યો હતો. આજે આપ પોતે જ મને દર્શન દેવા પધાર્યા. આપની આ કૃપાદૃષ્ટિથી કલ્પનામાં જ મારા સમસ્ત મનોરથો સિદ્ધ થઈ ગયા. હે માધવ! હું વિચાર કરવા છતાંય એવી કોઈ સ્થિતિ અથવા વસ્તુ નથી જોતો, કે જે મારે પ્રાપ્ત કરવાની હોય. હે પ્રભો! આપની આ મહાન કૃપાથી વધારે બીજું શું છે કે જે હું માગું? એમ છતાં પણ આપની એવી જ આજ્ઞા છે કે, હું કંઈક માગું તો હે નાથ! હું એ જ માગું છું કે આપના ચરણકમળોમાં મારી નિરંતર અનન્ય ભક્તિ થાય એમ કરો.

त्वत्पादाम्बुजयोर्भक्तिमेवं कुरु निरन्तरम्।

ભગવાને પોતાની દુર્લભ ભક્તિ આપી મને કૃતાર્થ કર્યો'. ત્યાર પછી દેવતાઓની ઇચ્છાથી અગસ્ત્યે ભગવાન પાસે એ વરદાન માગ્યુ કે આપ આ પવિત્ર વેંકટેશ પર્વત ઉપર નિવાસ કરો અને ત્યાં આપનાં દર્શને આવનારાઓની મનોકામના પૂર્ણ થાઓ. ભગવાને મહર્ષિ અગસ્ત્યની આ પ્રાર્થના પણ હર્ષપૂર્વક સ્વીકારી લીધી. પછી ભગવાને રાજા શંખને કહ્યું: 'હે વત્સ! તમારી ભક્તિથી હું અત્યંત પ્રસન્ન છું. મને વરદ સમજી જે ઇચ્છા હોય તે માગો. તમે મારે માટે ઘણાં ઘણાં કષ્ટ સહન કરેલાં છે. હું જોઉં છું કે તમારું શરીર તપના દુઃખથી અત્યંત કૃશ થઈ ગયું છે.' રાજા શંખે ઘણા જ વિનયપૂર્વક હર્ષોત્ફુલ્લ

હૃદયથી ભગવાનને કહ્યું : 'નાથ! મારે આપનાં ચરણોની સેવા છોડી બીજું કંઈ જ જોઈતું નથી. આપના ભક્તોને જે કંઈ આપ્યા કરો છો, તે જ મને પણ આપો. એ સિવાય હું મુક્તિ વગેરે કંઈ ઇચ્છતો નથી.' ભગવાને કહ્યું : 'વત્સ! એ પ્રમાણે જ થશે. જે હમેશાં મારી સેવામાં યોજાઈ રહે છે, તેને માટે કશું જ દુર્લભ નથી.'

मत्सेवायोगमग्यानामलभ्यं किमु विद्यते ।

આ પ્રમાણે બોલી ભક્તકલ્પતરુ ભગવાન નારાયણ મહર્ષિ અગસ્ત્ય અને રાજા શંખને હૃદયે ચાંપી દેવતાઓ વડે થતી સ્તુતિ સાંભળતા સાંભળતા અંતર્ધાન થઈ ગયા.

ત્યારથી વેંકટેશ પર્વતનો મહિમા વધી ગયો છે ને તે આજે પણ એ જ પ્રમાણે રહેલો છે.

બોલો ભક્ત અને તેમના ભગવાનનો જય!

# ૩ : ભક્ત કંડુ મુનિ

પ્રાચીનકાળમાં કંડુ નામના એક તપોનિષ્ઠ મુનિ હતા. ગોમતીને કાંઠે એકાંત સ્થળમાં કંડુ મુનિનો વિવિધ પ્રકારનાં પુષ્પોથી સુશોભિત, કંદમૂળ–ફળથી ભરપૂર પરમ રમણીય આશ્રમ હતો. મુનિ તે આશ્રમમાં નિવાસ કરતા. અને વ્રત, ઉપવાસ, નિયમ, સ્નાન, મૌન અને સંયમ વગેરે-ની સાથે પરમ અદ્ભુત મહાન તપસ્યા કરતા હતા. તેઓ ગરમીના દિવસોમાં પંચાગ્નિ તપતા. વર્ષાઋતુમાં ખુલ્લી જગ્યામાં જમીન ઉપર સૂતા અને શિયાળામાં ભીનાં વસ્ત્ર પહેરતા. તેમનું આ જાતનું ઉગ્ર તપ જોઈ દેવતા, ગંધર્વ, સિદ્ધ, વિદ્યાધર વગેરે બધા આશ્ચર્યમાં ડૂબી ગયા. દેવરાજ ઇંદ્રને મુનિની તપસ્યા જોઈ મહા ભય ઉત્પન્ન થયો. સકામ-ભાવથી કરેલી મહાન તપશ્ચર્યાનું ફળ સ્વર્ગ અથવા સ્વર્ગના રાજ્યનું આધિપત્ય–ઇંદ્રપદની પ્રાપ્તિ છે, તેથી ઇંદ્ર એવા સકામ તપસ્વીઓથી ડર્યા કરે છે. ઇંદ્રે દેવતાઓ સાથે મંત્રણા કરી પ્રમ્લોચા નામની અતિ સુંદર, ચિરયૌવનવાળી અપ્સરાને કામદેવાદિ સાથે મુનિની તપશ્ચર્યાનો ભંગ કરવા માટે મોકલી. પ્રમ્લોચા ઉગ્ર તપ કરનાર મુનિના શાપના ભયથી એક વાર તો જવા તૈયાર થઈ નહિ; પરંતુ આખરે દેવરાજ ઇંદ્રના આગ્રહથી તેને જવું પડયું. પોતાના સાથીઓ સાથે પ્રમ્લોચાએ મુનિના આશ્રમમાં જઈ મધુર સ્વરે ગાન શરૂ કર્યું. વસંતે પોતાની શક્તિ ફેલાવી. પુષ્પધન્વા મદને મુનિના મનમાં ક્ષોભ ઉત્પન્ન કર્યો. ભગવાનના આશ્રયથી રહિત, પોતાના તપોબળ ઉપર અભિમાન કરનારા ઉગ્રતપા મુનિ મદનમોહિત થઈ પ્રમ્લોચાને વશ થઈ ગયા. ઇંદ્રનો

ઉદ્દેશ સિદ્ધ થયો. એકાંતમાં સ્ત્રીનાં દર્શન માત્રથી જ મોટા મોટા તપસ્વી મુનિઓનાં મન ઠગી જાય છે, તેથી સાધકને સાવધાન કરતાં શાસ્ત્રોએ 'સ્ત્રી અને સ્ત્રીસંગીઓના સંગ'નો પણ ત્યાગ કરવાની આજ્ઞા આપી છે. પાશ્ચાત્ય સભ્યતાના ઉપાસક જે ભાઈઓ હાલમાં સ્ત્રી-પુરુષોના અમર્યાદિત રૂપે સાથે રહેવામાં, સાથે ભણવામાં અને એકાંતમાં મળવા-હળવા વગેરેમાં કંઈ અડચણ જોતા નથી, તેઓ આ મહાન ખરાબ પરિણામ ભૂલી જાય છે. પ્રથમ તો સ્ત્રી-પુરુષનું એકાંતમાં મળવું એ જ બહુ ખરાબ છે; બીજું જે અભિમાની મનુષ્ય સદ્‌બુદ્ધિપ્રેરક સર્વ શક્તિમાન ભગવાનના બળ ઉપર વિશ્વાસ રાખતો નથી, ઈશ્વરના આશ્રયમાં વિશ્વાસ નથી રાખતો તેને માટે તો સ્ત્રી સાથે એકાંતમાં મળીને બચવું એ બળતા અગ્નિમાં સૂકું લાકડું પડે અને ભાગ્યે જ બચે એના જેવું કઠણ છે. કંડુ મુનિના એ જ હાલ થયા. તેમણે કામવશ થઈ વારાંગના પ્રમ્લોચાને પોતાના આશ્રમમાં રાખી અને તેઓ તપોબળથી ચિરકાળ યૌવનવાળા સોળ વર્ષના સુંદર યુવાન બની તેની સાથે રહેવા લાગ્યા. પ્રમ્લોચા તેમનું તપોબળ જોઈ આભી જ બની ગઈ.

તપસ્વી મુનિ મોહવશ બની સ્નાન, સંધ્યા, હોમ, સ્વાધ્યાય, દેવતાનું અર્ચન, વ્રત, ઉપવાસ, નિયમ, ધ્યાન વગેરે સર્વ કંઈ ભૂલી રાતદિવસ તે અપ્સરામાં જ આસક્ત રહેવા લાગ્યા. તેમને પોતાના તપોનાશની વાત પણ યાદ રહી નહિ. મોહ એટલે સુધી વધ્યો કે એ વિષયાસક્ત મુનિને સાંજ-સવાર, રાતદિવસ, પક્ષ-માસ, ઋતુ-વર્ષ વગેરે વહી જતા કાળની કંઈ પણ ખબર રહી નહિ.

स्नानं ध्यानं जपं होमं स्वाध्यायं देवतार्चनम् ।
व्रतोपवासनियमं ध्यानञ्च मुनिसत्तमाः ॥
त्यक्त्वा स रेमे मुदितस्तया सार्द्धमहर्निशम् ।
मन्मथाविष्टहृदयो न बुबोध तपःक्षयम् ॥
सन्ध्यारात्रिदिवापक्षमासर्त्वयनहायनम् ।
न बुबोध गतं कालं विषयासक्तमानसः ॥

આ પ્રમાણે કંડુ મુનિને વિષયસેવનમાં સો વર્ષથી વધારે વર્ષો વીતી ગયાં. ત્યારે એક દિવસ પ્રમ્લોચાએ કહ્યું: 'ભગવન્! હું હવે સ્વર્ગમાં જવા ઇચ્છું છું. કૃપા કરી મને આજ્ઞા આપો.' આસક્ત ચિત્તવાળા મુનિએ કહ્યું: 'કલ્યાણી! થોડો સમય વધારે રહે.' એમ ફરીથી સો વર્ષ વીતી ગયાં. પછી પ્રમ્લોચાએ પુનઃ જવાની આજ્ઞા માગી, ત્યારે મુનિએ ફરીથી એ જ પ્રમાણે થોડો સમય રોકાઈ જવાનું કહ્યું. આમ સેંકડો વર્ષો વીતવા લાગ્યાં. પ્રમ્લોચાને સ્વર્ગમાં જવાની વારંવાર ઇચ્છા થતી; પરંતુ તે તપસ્વી મુનિના શાપના ભયથી રજા લીધા વિના જઈ શકતી નહોતી. તે જ્યારે જ્યારે મુનિને હાથ જોડી તેમની રજા માગતી, ત્યારે ત્યારે મુનિ તેને થોડોક સમય વધારે રોકાઈ જવાનું કહેતા. એક દિવસ સંધ્યાસમયે પૂર્વનાં સત્કાર્યોના પ્રતાપે મુનિને કંઈક ભાન થયું. તેઓ જલદી જલદી ઊઠી ઝૂંપડીની બહાર જવા લાગ્યા. આ જોઈ પ્રમ્લોચાએ કહ્યું: 'ભગવન્! ક્યાં જાઓ છો?' મુનિ બોલ્યા: 'સૂર્યાસ્ત થઈ રહ્યો છે, સંધ્યોપાસના કરીશ; નહિ તો સત્કાર્યોનો લોપ થઈ જશે.' મુનિની આ વાત સાંભળી પ્રમ્લોચાને ખૂબ આનંદ થયો, અને તે વિનયપૂર્વક બોલી:

'હે સર્વધર્મજ્ઞ! આજે સૂર્યાસ્ત નવો થોડો જ થઈ રહ્યો છે; કેટલોયે સમય વીતી ગયો! સૂર્યાસ્ત તો રોજ થતો હતો, આપે કદી સંધ્યા કરી નથી. શું આપને આ વાત યાદ નહોતી રહી?' મુનિએ ચકિત થઈ કહ્યું : 'હે કલ્યાણી! તું આ શું કહી રહી છે? મેં આજે જ સવારે તને નદી-કિનારે જોઈ હતી. ત્યાર પછી તું આખો દિવસ આશ્રમમાં રહી. હવે સંધ્યાકાળ થવા આવ્યો છે, સૂર્ય અસ્ત પામી રહ્યો છે. હું સંધ્યા કરવા જાઉં છું; એથી તું મારી મશ્કરી કેમ કરે છે?' પ્રમ્લોચાએ કહ્યું : 'ભગવન્! આપનું કહેવું સત્ય છે. હું આવી તો પ્રાતઃકાળે જ હતી; પરંતુ એ પ્રાતઃકાળને આજે પૂરાં સોળસો વર્ષ, છ મહિના અને ત્રણ દિવસ વીતી ગયા છે.' મુનિ બોલ્યા : 'હે શુભે! શું સાચે જ એટલો સમય વીતી ગયો છે? તું મારી મશ્કરી તો કરતી નથી ને? મને તો હજી એમ જ લાગે છે કે તું માત્ર આજે સવારથી જ મારી પાસે છે!' પ્રમ્લોચા બોલી : 'ભગવન્! આપની સામે જૂઠું બોલવાની હિંમત કોની હોય? ખાસ કરી આજે તો આપ સન્માર્ગે જઈ રહ્યા છો, તેથી હું ખોટું શું કરવા બોલું?' પ્રમ્લોચાની વાત સાંભળી મુનિ પોતાની સ્થિતિ ઉપર વિચાર કરતાં જ વ્યાકુળ થઈ ગયા અને વિવિધ પ્રકારે પોતાનાં આચરણોની અને ઇંદ્રિયોના દાસત્વની નિંદા કરવા અને પોતાને ધિક્કારવા લાગ્યા. અપ્સરા પ્રમ્લોચા આ વખતે શાપના ભયથી ધ્રૂજી રહી હતી, તેના તરફ જોઈ મુનિએ કહ્યું : 'પાપિણી! તેં બહુ જ ખરાબ કર્યું છે, પોતાની દૃષ્ટિરૂપી મહામોહન મંત્રથી મારી તપશ્ચર્યાનો નાશ કરી તેં મને નિંદાપાત્ર બનાવી દીધો; પરંતુ શું કરું, વાતચીતમાં

સાત શબ્દો બોલાતાં જ સાધુઓની મિત્રતા થઈ જાય છે, તું તો આટલો બધો સમય મારી સાથે રહી છે; તેથી મારા ક્રોધાગ્નિમાં હું તને ભસ્મ નથી કરતો. વળી તારો દોષ પણ શો છે? તારા પ્રત્યે ક્રોધ કરવાનું કંઈ કારણ પણ જણાતું નથી, કેમ કે દોષ તો બધો મારો જ છે; હું અજિતેંદ્રિય અને વિષયલોલુપ છું, નહિ તો તું મને કેવી રીતે તારી જાળમાં ફસાવી શકત? જા, હવે જલદી મારી નજર આગળથી દૂર થઈ જા!'

પ્રમ્લોચા જીવ લઈને નાઠી. તે સમયે તે ગર્ભવતી હતી. તેને મારિષા નામની કન્યા થઈ. પ્રસિદ્ધ દક્ષ પ્રજાપતિ આ મારિષાના પુત્ર હતા. સાચું કહીએ તો સંસારમાં આપણે બધા વિષયાસક્ત મનુષ્યો ધર્મ, કર્મ, સર્વ કંઈ છોડી ભૂતકાળ ભૂલી રાત-દિવસ વિષયસેવનમાં લાગેલા છીએ. કદી પણ વિષયસેવનથી મન હઠાવી પરલોક અથવા પરમેશ્વરની વાત વિચારવાની આપણને નવરાશ જ મળતી નથી. ભગવાનની કૃપાથી જેમને ભાન થાય છે, તેમની તો આ મુનિ કંડુના જેવી દશા થાય છે, અને જેમને વિષયસેવનથી પશ્ચાત્તાપ થાય છે, તેઓ ભગવાનને માર્ગે વળી જાય છે.

તપોભ્રષ્ટ મુનિ કંડુ પશ્ચાત્તાપના અગ્નિમાં બળવા લાગ્યા. હવે બીજો કોઈ ઉપાય ન જણાતાં ભક્તવત્સલ કરુણામય ભગવાનના ભજન તરફ તેમની વૃત્તિ ગઈ. તેઓ પુરી નગરીમાં આવીને પુરુષોત્તમ શ્રીહરિનું શરણ લઈ નિયમ-વ્રતોનું પાલન કરતા થકા પરમ શ્રદ્ધાપૂર્વક મન જોડી શ્રીભગવાનના 'બ્રહ્મપાર'સ્તોત્રનો જપ કરવા લાગ્યા.

पारं परं विष्णुरपारपारः परः परेभ्यः परमात्मरूपः।
स ब्रह्मपारः परपारभूतः परः पराणामपि पारपारः॥

स कारणं कारणसंश्रितोऽपि तस्यापि हेतुः परहेतुहेतुः ।
कार्योऽपि चैवं सह कर्मकर्तृरूपैरनेकैरवतीह सर्वम् ॥
ब्रह्मप्रभुर्ब्रह्म स सर्वभूतो ब्रह्म प्रजानां पतिरच्युतोऽसौ ।
ब्रह्माव्ययं नित्यमजं स विष्णुरपक्षयाद्यैरखिलैरसङ्गः ॥
ब्रह्माक्षरमजं नित्यं यथासौ पुरुषोत्तमः ।
तथा रागादयो दोषाः प्रयान्तु प्रशमं मम ॥

(ब्रह्मपुराण अ. १७८ श्लोक ११४-११७)

ભગવાનને અનન્યભાવે શરણે ગયેલા કંડુ મુનિ ભગવાનનાં દર્શન માટે ઉત્સુક થઈ નિરંતર ઉપરોક્ત 'બ્રહ્મપાર' સ્તોત્રનો જપ કરવા લાગ્યા. મુનિની સ્તુતિ સાંભળી અને તેમની સુદૃઢ પરમ ભક્તિ જોઈ ભક્તવત્સલ ગરુડવાહન ભગવાન એક દિવસ ધ્યાનમગ્ન મુનિ સમક્ષ પધાર્યા અને મેઘગંભીર સ્વરે બોલ્યા : 'હે સુવ્રતમુનિ! તમે શું ઇચ્છો છો? કહો, હું ઐચ્છિક વરદાતા તમારી આગળ હાજર છું.' ધ્યાનમગ્ન મુનિએ ભગવાનની દિવ્ય વાણી સાંભળી આંખો ઉઘાડી અને સામે ઊભેલા શ્રીહરિનાં દર્શન કર્યાં.

अतसीपुष्पसङ्काशं पद्मपत्रायतेक्षणम् ।
शङ्खचक्रगदापाणिं मुकुटाङ्गदधारिणम् ॥
चतुर्बाहुमुदाराङ्गं पीतवस्त्रधरं शुभम् ।
श्रीवत्सलक्ष्मसंयुक्तं वनमालाविभूषितम् ॥
सर्वलक्षणसंयुक्तं सर्वरत्नविभूषितम् ।
दिव्यचन्दनलिप्ताङ्गं दिव्यमाल्यसमन्वितम् ॥
ततः स विस्मयाविष्टो रोमाञ्चिततनूरुहः ।
दण्डवत् प्रणिपत्योर्व्यां प्रणाममकरोत्तदा ॥

अद्य मे सफलं जन्म अद्य मे सफलं तपः ।
इत्युक्त्वा मुनिशार्दूलस्तं स्तोतुमुपचक्रमे ॥
(ब्रह्मपुराण अ. १९८ श्लोक १२६–१२७)

શ્રીભગવાન હરિને અળસીનાં પુષ્પ જેવા નીલવર્ણ, કમળ જેવાં વિશાળ નેત્રોવાળા, હાથોમાં શંખ–ચક્ર-ગદા ધારણ કરેલા, મુકુટ ધારણ કરેલા, ચાર હાથવાળા, અતિ સુંદર શરીરવાળા, પીતાંબર પહેરેલા, શુભદર્શન, હૃદય ઉપર શ્રીવત્સચિહ્ન ધારણ કરનારા, વનમાળા અને સમસ્ત રત્નોથી વિભૂષિત, દિવ્ય ચંદન લગાવેલા અને દિવ્ય માળા ધારણ કરેલા જોઈ મુનિ મુગ્ધ થઈ ગયા અને પુલકિત થઈ દંડવત્ પૃથ્વી ઉપર પડી ગયા. પછી ચરણોમાં પ્રણામ કરી બોલ્યા : 'અહો ! આજે મારો જન્મ સાર્થક થયો. આજે મારી સમગ્ર તપસ્યા સફળ થઈ ગઈ.' આમ કહી તેમણે દિવ્ય વાણીથી ભગવાનના ગુણ, પ્રભાવ અને રહસ્યથી પૂર્ણ સર્વશાસ્ત્રવાળી સ્તુતિ કરી.

મુનિના સરળ હૃદયનાં સત્ય સ્તવન સાંભળી પ્રેમવિહ્વળ થઈ ભગવાને કહ્યું : 'હે મુનિશ્રેષ્ઠ ! તમારી જે કંઈ ઇચ્છા હોય, તે મારી પાસે તરત જ માગી લો.' ભગવાનનાં પ્રેમપૂર્ણ દિવ્ય વચન સાંભળી મુનિએ કહ્યું : 'હે જગન્નાથ ! હે સ્વામિન્ ! આ સંસાર મહાદુસ્તર, કંપાવી નાખનારો, અનિત્ય, દુઃખમય, કેળના થડ જેવો સારહીન, માયાથી બનેલો, જળના પરપોટા જેવો ચંચળ, મહાન ઉપદ્રવોથી ભરપૂર, દુઃખોથી ભરેલો અને અતિભયાનક છે. તમારી માયાથી મોહિત થયેલો હું અનાદિકાળથી એમાં આંટા મારી રહ્યો છું. આટલો બધો સમય વિષયોમાં

ડૂબી રહ્યો; છતાંયે આનો અંત આવ્યો નથી, તેથી હું સંસારભયથી પીડાઈ આપને શરણે આવેલો છું. હે દેવેશ! હે કૃષ્ણ (પોતાની તરફ ખેંચનારા)! મારા ઉપર કૃપા કરો અને મને આપના એ સનાતન પરમ પદ ઉપર પહોંચાડી દો કે જ્યાં જઈને ફરી કોઈ પાછું આવતું નથી.

શ્રીભગવાને કહ્યું: 'હે ભક્ત મુનિ! તમને અવશ્ય મોક્ષ મળશે. ક્ષત્રિય, વૈશ્ય, સ્ત્રી, શૂદ્ર અને અંત્યજ વગેરેમાંથી જે કોઈ મારી ભક્તિ કરે છે, તેને મારી પ્રાપ્તિરૂપ પરમ સિદ્ધિ મળી જાય છે. પછી હે દ્વિજોત્તમ! તમારી તો વાત જ શી છે? ચંડાળ પણ જો બરાબર શ્રદ્ધાથી મારી ભક્તિ કરે છે, તો તેને પણ મનોવાંછિત સિદ્ધિ પ્રાપ્ત થાય છે, તો પછી બીજાઓ માટે તો કહેવું જ શું?

मद्भक्ताः क्षत्रिया वैश्याः स्त्रियः शूद्रास्तथान्त्यजाः ।
प्राप्नुवन्ति परां सिद्धिं किं पुनस्त्वं द्विजोत्तम ॥
श्वपाकोऽपि च मद्भक्तः सम्यक्छ्रद्धा समन्वितः ।
प्राप्नोत्यभिमतां सिद्धिमन्येषां तत्र का कथा ॥

આ પ્રમાણે કહી જેમની લીલા જાણી શકાતી નથી એવા ભક્તવત્સલ ભગવાન શ્રીહરિ ત્યાં જ અંતર્ધાન થઈ ગયા. ત્યાર પછી મુનિ સર્વ કામનાઓનો ત્યાગ કરી, મમતા અને અહંકાર છોડી સમસ્ત ઇંદ્રિયોનો સારી રીતે સંયમ કરી એકાગ્ર મનથી સમ્યક્રૂપે વિજ્ઞાનાનંદઘન ચેતન ભગવાનના ધ્યાનમાં લીન થઈ ગયા અને અંતે દેવદુર્લભ પરમ મોક્ષપદ પામ્યા.

બોલો ભક્ત અને તેમના ભગવાનનો જય!

## ૪ : ભક્ત મુનિ ઉત્તંક

### વ્યાધનો ઉદ્ધાર

સૌવીર નગરીમાં વિષ્ણુ ભગવાનનું એક દર્શનીય મંદિર હતું. મંદિર એક મોટા સુંદર બગીચામાં હતું. તેમાં પરમ શાંત, નિઃસ્પૃહ, દયાળુ મહાત્મા ઉત્તંક રહેતા હતા. વિપ્રવર ઉત્તંક ભગવાનના સેવાપરાયણ, પરમ પ્રેમી તથા જ્ઞાની અને તપોમૂર્તિ હતા. તેઓ પોતાની ચિત્તવૃત્તિઓને બધી બાજુથી હઠાવી નિરંતર ભગવાનના ધ્યાનમાં મગ્ન રહેતા હતા. તેમનું કામ આઠે પહોર પ્રેમવિહ્વળ ચિત્તથી ભગવાનનું ચિંતન કરવાનું અને ભગવાન માટે જ જીવનની પ્રત્યેક ક્રિયા કરવાનું હતું. તેઓ મંદિરમાં ભગવાનની સેવા કરતા હતા.

એક દિવસ કણિક નામનો એક પારધી લૂંટારો મંદિરની આગળ થઈ નીકળ્યો. કણિક ઘણો જ કઠોર હૃદયનો મનુષ્ય હતો. પરનિંદા, પરધનહરણ અને બીજાઓને દુઃખી કરવા એ તેનું કામ હતું. દેવતા, બ્રાહ્મણ, ગુરુ, કોઈને પણ તે જરાયે માનતો નહિ. મંદિરના શિખર ઉપર વિશાળ સુવર્ણકળશ જોઈ તેનું મન લલચાયું. તેણે વિચાર્યું–મંદિરમાં અખૂટ ધન છે. ઝવેરાત અને સોનું ભરેલું છે, એ લૂંટી લેવું જોઈએ. આમ વિચારી તે રાતના સમયે મંદિરમાં દાખલ થયો. મહાત્મા ઉત્તંક એકાંતમાં

બેઠા બેઠા શ્રીભગવાનનું ધ્યાન ધરી રહ્યા હતા. લૂંટારા કણિકે તેમને પોતાના કાર્યમાં વિઘ્ન સમાન ગણી તેમને મારી નાખવાનો વિચાર કર્યો અને તલવાર ખેંચી તેમની આગળ ઊભો રહી બૂમ મારવા લાગ્યો. ધ્યાનમગ્ન મહાત્મા આથી ધ્યાનભંગ થયા નહિ. ત્યારે તેણે તેમને ધક્કો મારી પાડી નાખ્યા. અને તેમની છાતી ઉપર પગ મૂકી અને તેમના વાળ પકડી માથું કાપવા તૈયાર થયો. ઉત્તંકે આંખો ઉઘાડી. તેમની આંખોમાંથી જાણે શાંતિ અને પ્રેમની ધારાઓ વહી રહી હતી! તેમણે એ જાદુઈ આંખો વડે કણિક તરફ જોયું અને ચમત્કાર થયો. મહાત્માની દૃષ્ટિ પડતાં જ કણિકના હાથમાંથી તલવાર પડી ગઈ અને તે દૂર ઊભો રહી મંત્રમુગ્ધ પેઠે મહાત્મા ઉત્તંક તરફ જોવા લાગ્યો. ઉત્તંક નમ્ર તથા શીતળ શબ્દોમાં ચેતવણી આપતાં બોલ્યા:

'ભાઈ! તું મારા નિરપરાધીનો વધ કરવા કેમ તૈયાર થયો? હે સાધો! તું બતાવ કે મેં તારું શું બગાડ્યું છે? સંસારમાં જે અપરાધ કરે છે, તેને જ સજા કરવામાં આવે છે. હે સૌમ્ય! મેં તો તારો કોઈ ગુનો કર્યો નથી. સજ્જનો તો પાપીનો પણ નાશ નથી કરતા. તેઓ તેનાં પાપનો જ વિનાશ કરે છે. વિરોધી મૂર્ખમાં પણ ગુણ જોઈ શાંત ચિત્તવાળા સાધુજનો તેનું ભલું કરે છે. જે પુરુષ વારંવાર વિવિધ પ્રકારે સતાવ્યા છતાંયે સતાવનારને ક્ષમા આપે છે, તેનું કલ્યાણ જ કરવા ઇચ્છે છે, તેને તમે ઉત્તમ પુરુષ તથા ભગવાન વિષ્ણુનો પ્રિયપાત્ર સમજો. બીજાનું હિત ઇચ્છનારા સંતો કોઈનાથી પીડાવા

છતાંયે તેનું વેર લેતા નથી. સુખડ–ચંદનનું વૃક્ષ કપાતી વખતે પણ તેને કાપનાર કુહાડીની ધારમાં સુગંધી ભરી દે છે. વિધાતાની કેવી રચના છે, કે સર્વ પ્રકારના સંગોનો ત્યાગ કરી ચૂકેલા પુરુષોને પણ ખરાબ લોકો તરફથી કષ્ટ સહન કરવું પડે છે. સંસારમાં દુર્જન લોકો વિના કારણે જ લોકોને સતાવ્યા કરે છે. તેમાં સીધા-સાદા સાધુજનોને જ વધારે સતાવવામાં આવે છે. બળવાન વ્યક્તિને કોઈ સતાવતું નથી. ઘાસ અને પાણી ઉપર જીવી સંતોષ માનનારાં હરણો અને માછલીઓને જ પારધી અને માછીઓ માર્યા કરે છે. માયાનો કેવો મહિમા છે! મનુષ્ય સ્ત્રી, પુત્ર, પરિવારના મોહથી જાણી જોઈ પોતાના ઉપર દુઃખો લઈ લે છે. શું એ વાત સત્ય નથી કે જે બીજાનું ધન લૂંટી પોતાના પરિવારનું પાલન કરે છે, તેને એક દિવસ બધાંને છોડી એકલા જવું જ પડવાનું છે? મારી મા, મારા પિતા, મારી સ્ત્રી, મારા સ્વામી, મારો પુત્ર, મારું ધન, મારું શરીર–આ પ્રકારની આ મમતા જ જીવોને હમેશાં કલેશ દીધા કરે છે. મૃત્યુ પછી મનુષ્ય સાથે પાપ અને પુણ્ય જ જાય છે. જે મનુષ્ય પાપથી ધન પેદા કરી પરિવારને પાળે-પોષે છે, તે પરિવારનાં માણસો પાપનાં ફળ ભોગવતી વખતે કંઈ પણ મદદ કરી શકતાં નથી. જે કંઈ થવાનું છે, તે જ થશે, એ નક્કી હોવા છતાંયે વિષયાસક્ત મનુષ્ય 'હું ધન કમાઈને સુખી થઈશ' એવી મિથ્યા આશાથી વિવિધ પ્રકારનાં પાપ કરે છે. અને મનુષ્યનું જીવન જે પરમ દુર્લભ છે અને કેવળ ભગવત્પ્રાપ્તિ માટે જ જીવને મળે છે, તેને પાપ ભેગું કરવામાં જ ખોઈ નાખે છે. ભાઈ! તું જરા વિચાર તો કર, કે તું જે કંઈ કરી રહ્યો

છે, તેજ તારું કર્તવ્ય છે? આ પાપનું કેટલું ભયંકર ફળ આવશે? શું કદી તેં આ વાતનો વિચાર પણ કર્યો છે? વહાલા! મોહ છોડી મનુષ્યજીવનની સફળતા માટે પ્રયત્ન કર. પાપો ત્યજી ભગવાનના ભજનમાં મન જોડ. જો ભગવાનની કૃપાથી તારું કલ્યાણ થતાં વાર નહિ લાગે.'

સત્સંગ અને સાધુ–સમાગમનો મહિમા વિચિત્ર છે. મહાત્મા ઉત્તંકના ઉપદેશે વ્યાધની નારકી ચિત્તવૃત્તિને પાછી ફેરવી કલ્યાણસ્વરૂપ ભગવાન તરફ વાળી દીધી. તે વારંવાર ક્ષમા માગતો ઉત્તંકના ચરણોમાં ઢળી પડ્યો અને –

तत्संसर्गप्रभावेण हरिसन्निधिमात्रतः ।
गतपापो लुब्धकश्च अनुतापीदमब्रवीत् ॥*

(बृहन्नारदीय पु० ३५–५२)

મહાત્માના સમાગમના પ્રભાવથી અને મંદિરમાં તથા મહાત્માના હૃદય અને વચનોમાં રહેલા ભગવાન હરિની સમીપતા માત્રથી નિષ્પાપ થઈ પોતાનાં પૂર્વકૃત પાપો માટે પશ્ચાત્તાપ કરતો કરતો તે પારધી બોલ્યો:

'હે પ્રભો! આપનાં શુભ દર્શનથી મારાં સમસ્ત પાપો નાશ પામી ગયાં; પરંતુ હું મહાપાપી છું. આખું જીવન મેં મહાપાપ કર્યા કર્યું છે, તેનાં ભયંકર પરિણામોથી મારો છુટકારો કેવી રીતે થશે? હે પ્રભો! હું કોને શરણે જાઉં? પૂર્વજન્મનાં અનેક પાપોથી મને પારધીનું શરીર મળ્યું અને આ શરીરથી પણ મેં આખી જિંદગી પાપ, પાપ ને પાપ જ કર્યાં છે. મારી શી ગતિ થશે? હાય! હાય! પૃથ્વીના ભારરૂપ અને નિરપરા-

* આ પુરાણ સંસ્થા તરફથી થોડા સમયમાં પ્રસિદ્ધ થશે.

ધીઓને પીડનાર મને અધમને વિધાતાએ રચ્યો જ શું કરવા? હે હરિ! હે દયામય ભગવન્! હે અશરણશરણ! હે પાપ-તાપોનો વિનાશ કરનારા! નામસ્મરણ માત્રથી જ પશ્ચાત્તાપપરાયણ પાપી જીવને પોતાના સુખમય શરણમાં લઈ લેનારા દયામય! મને આપને શરણે લો. હાય! હું તમારો જ છું. તમને છોડીને મને આશરો આપનાર બીજો કોણ છે?'

આ પ્રમાણે આત્મનિંદા અને અનુતાપ કરતો તથા ભગવાન હરિનું શરણ ઇચ્છતો પારધી નીચે પડી ગયો અને તરત જ તેનું મૃત્યુ થયુ. મહામતી દયાળુ ઉત્તંકે પારધીને પડેલો જોઈ ભગવાનનું ચરણોદક તેના ઉપર છાંટયું. અંતકાળે પાપોનો પશ્ચાત્તાપ, ભગવાન હરિનું સ્મરણ અને ભગવાનનાં ચરણામૃતનો શરીરને સ્પર્શ થવાથી પારધી પાપમુક્ત થઈ ભગવાનના પરમ ધામનો અધિકારી થયો. દિવ્ય પાર્ષદો દિવ્ય વિમાન લાવીને હાજર થઈ ગયા અને દિવ્ય દેહ ધારણ કરી લૂંટારો કણિક વિમાનમાં ચઢી જવા લાગ્યો. જતાં જતાં તેણે મુનિ ઉત્તંકને નમ્રતાપૂર્વક કહ્યું: 'હે મુનિશ્રેષ્ઠ ઉત્તંક! આપ મારા ગુરુ છો. આપની જ કૃપાથી હું મહાપાપોથી છૂટી શક્યો છું. હે ભગવન્! આપના ઉપદેશો સાંભળી મારા મનમાં પશ્ચાત્તાપ ઉત્પન્ન થયો અને ભગવાનનું સ્મરણ થયું; તેનાથી મારાં સમસ્ત પાપો નાશ પામી ગયાં અને આપે કૃપાપૂર્વક મારાં અંગો ઉપર જે હરિચરણામૃત છાંટયું, તેના પરિણામે આજે હું ભગવાનના પરમધામમાં જઈ રહ્યો છું. હે સુવ્રત! આપના જેવા ગુરુ પામી હું કૃતાર્થ થઈ ગયો છું. આપને વારં-

વાર નમસ્કાર હો. મારા બધા જ અપરાધો આપ માફ કરો.' આમ કહી અને મુનિ ઉપર દિવ્ય પુષ્પોની વૃષ્ટિ કરી અને તેમની ત્રણ વાર પ્રદક્ષિણા કરી તે ભગવાન વિષ્ણુના પરમ ધામમાં ચાલ્યો ગયો!

વ્યાધની આ પ્રમાણે સદ્‌ગતિ થયેલી જોઈ તપોનિધિ ઉત્તંક ચકિત થઈ ગયા અને હાથ જોડી ભગવાન હરિની સ્તુતિ કરવા લાગ્યા :

'હે નારાયણ! હે આદિદેવ! તમે જ જગતના આશ્રય અને પ્રલયના કારણ છો. હે શાર્ઙ્ગધનુષ, સુદર્શન ચક્ર, તલવાર અને પદ્મને ધારણ કરનાર મહાત્મન્! જે તમારું સ્મરણ કરે છે, તેની બધી વેદનાઓ તમે દૂર કરો છો; તમને નમસ્કાર છે. તમારા નાભિકમળમાંથી ઉત્પન્ન થઈ બ્રહ્મા સમસ્ત લોકોની ઉત્પત્તિ કરે છે. તમારા તેજથી ઉત્પન્ન થઈને રુદ્ર સમસ્ત વિશ્વનો સંહાર કરે છે. તમને આદિનાથને વારંવાર પ્રણામ છે. હે પદ્મપલાશલોચન! હે વિચિત્રવીર્ય! હે અખિલ વિશ્વના એક માત્ર કારણ! તમે જ વેદાંતવેદ્ય પરમ પુરુષ છો. તમે જ તેજોધામ વિષ્ણુ છો. તમે જ સર્વગત આત્મા, અચ્યુત, જ્ઞાનસ્વરૂપ અને જ્ઞાનીશ્રેષ્ઠ છો. તમે જ કરુણાનિધિ પરમાત્મા છો. તમે જ શરણાગતોનું દુઃખ હરનારા છો. આ અધમનું કલ્યાણ કરો. તમારા ચરણોમાં મારા વારંવાર પ્રણામ છે.'

આ પ્રમાણે વિવિધ પ્રકારનાં વેદોક્ત તત્ત્વપૂર્ણ વાક્યોથી ભગવાનની લાંબી સ્તુતિ કરી અંતે મુનિએ કહ્યું :

संसारसिन्धौ पतितं जडं मां मोहाकुलं कामशतेन बद्धम् ।
विज्ञानभेदममितारमबुद्धिं त्रायस्व विष्णो सततं नमस्ते ॥

लज्जाविहीनं च दयाविहीनं तुच्छं परद्रव्यपरायणं माम्।
ममत्वपाशान्तरवस्थितं च त्रायस्व विष्णो सततं नमस्ते ॥
अकीर्तिभाजं पिशुनं कृतघ्नं सदाशुचिं पापरतं प्रमन्युम्।
दयाम्बुधे त्राहि भयाकुलं मां पुनः पुनस्त्वां शरणं प्रपद्ये ॥
(बृहन्नारदीय पु० ३८।३६-३८)

હે ભગવન્! સંસારસમુદ્રમાં પડેલા, મોહથી વ્યાકુળ, સેંકડો કામનાઓથી બંધાયેલા, વિવિધ પ્રકારના જ્ઞાનથી ભ્રમિત બુદ્ધિવાળા આ મૂર્ખની રક્ષા કરો; આપને સદા નમસ્કાર છે. હે વિષ્ણો! લજ્જારહિત, નિર્દય, પરાયું ધન ઇચ્છનાર મમતાની ફાંસીમાં બંધાયેલા આ નીચને આપ બચાવો; આપને વારંવાર નમસ્કાર છે. હે ભગવન્! અકીર્તિભાજન, ચાડીચુગલી કરનાર, કૃતઘ્ન, સદા અપવિત્ર, પાપમાં મગ્ન અને ભયથી પીડાતા આ દીનને હે દયાસાગર! આપ બચાવો. હું વારંવાર આપનું શરણ લઉં છું.'

તત્ત્વ અને વિનયથી ભરપૂર સ્તુતિથી પ્રસન્ન થઈ ભગવાન શ્રીહરિ ભક્તરાજ ઉત્તંકની આગળ તરત જ પ્રગટ થયા. દ્વિજવર ઉત્તંકે જોયુ કે પરમ દિવ્ય પ્રકાશની અંદર ભગવાન પ્રગટ છે. ભગવાનનો અળસીના પુષ્પ જેવો નીલો વર્ણ છે. પ્રફુલ્લ કમળ જેવાં તેમનાં નેત્રો છે, ભગવાનના મસ્તક ઉપર મનોહર મુગટ, કાનોમાં મકરાકૃતિવાળાં કુંડળ અને ગળામાં રત્નોનો હાર શોભી રહ્યાં છે. ભગવાનના વક્ષઃસ્થળ ઉપર શ્રીવત્સ અને કૌસ્તુભમણિ શોભી રહ્યાં છે. ભગવાને સુવર્ણનું યજ્ઞોપવીત ધારણ કરેલું છે. નાકના અગ્રભાગમાં લટકતા દિવ્ય મોતીના તેજથી ભગવાનના શરીરનું તેજ વળી વિશેષ ચમકી ઊઠયું છે. ભગવાન

વનમાળાથી વિભૂષિત છે ને તેમણે પીતાંબર ધારણ કરેલું છે. કિંકિણી અને નૂપુર વગેરેથી સુશોભિત છે, ભગવાનનાં મનોહર અને મહાન પ્રકાશમય ચરણો તુલસીદલથી પૂજાયેલાં છે. ભગવાન મંદમંદ હસી રહ્યા છે. ભગવાનનાં દિવ્ય નેત્રામાંથી આનંદ અને સ્નેહની શાંતિ-સુધામયી ધારાઓ વહી રહી છે. આ પ્રમાણે ગરુડધ્વજ ભગવાનનાં સાક્ષાત્ દર્શન કરી મુનિ ઉત્તંક તેમના ચરણોમાં ઢળી પડ્યા, અને આનંદાશ્રુઓની પવિત્ર ધારાથી તેમણે ભગવાનનાં બંને ચરણો ધોયાં. આનંદની ભરતીથી મુનિની વાણી બંધ થઈ ગઈ. થોડા સમય પછી 'હે મુરારે! રક્ષા કરો, રક્ષા કરો.' આટલું જ તેઓ કહી શક્યા.

કૃપાસિંધુ ભગવાને ઉત્તંકને ઉઠાડી હૃદયે ચાંપ્યા અને બોલ્યા: 'હે વત્સ! હું તારા ઉપર પ્રસન્ન છું, તારે માટે કંઈ પણ અસાધ્ય નથી. હવે તું મનમાન્યું વરદાન માગી લે.' મુનિએ દેવાધિદેવ શ્રીહરિનાં દિવ્ય વાક્યો સાંભળી પ્રણામ કરતાં કરતાં કહ્યું:

किं मां मोहयसीश त्वं किमन्यैर्देव मे वरैः।
त्वयि भक्तिर्दृढा मेऽस्तु जन्मजन्मान्तरेष्वपि॥

कीटेषु पक्षिषु मृगेषु सरीसृपेषु
रक्षःपिशाचमनुजेष्वपि यत्र तत्र।
जातस्य मे भवतु केशव ते प्रसादात्
त्वय्येव भक्तिरचलाव्यभिचारिणी च॥

(बृहन्नारदीय पु० ३८ श्लोक ४८-४९)

'હે પ્રભો! આપ મને મોહમાં શું કરવા નાખી રહ્યા

છો ? મારે બીજા કોઈ વરદાનની ઇચ્છા નથી. જન્મજન્માંતરમાં મારી આપના ચરણોમાં અટલ અને અચળ ભક્તિ રહ્યા કરો. હું કીટ-પતંગિયું, પશુ-પક્ષી, સાપ-અજગર, રાક્ષસ-પિશાચ અથવા મનુષ્ય કોઈ પણ યોનિમાં જન્મ ભલેને લઉં; પરંતુ હે કેશવ ! આપની કૃપાથી આપમાં મારી સદા-સર્વદા અચળ અને અવ્યભિચારી ભક્તિ રહ્યા કરો.'

ચતુર ભક્તો મુક્તિ ન ઇચ્છતાં ભક્તિ જ ઇચ્છયા કરે છે. મુક્તિ તો ભક્તિની પાછળ પાછળ ફર્યા જ કરે છે. ભગવાન ઉત્તંકની ચતુરાઈ ઉપર પ્રસન્ન થયા અને 'તથાસ્તુ' કહી પોતાના દિવ્ય શંખને તેમના શરીરે સ્પર્શ કરાવ્યો અને યોગીઓને પણ દુર્લભ દિવ્ય જ્ઞાન તેમને આપ્યું. ત્યાર પછી વિપ્રશ્રેષ્ઠ ઉત્તંકે ફરીથી ભગવાનની સ્તુતિ કરી. ભગવાન માધવ પરમ પ્રસન્નતાપૂર્વક ઉત્તંકના મસ્તક ઉપર હાથ મૂકી તેને કૃતકૃત્ય કરતા અંતર્ધાન થઈ ગયા.

ઉત્તંક પણ કૃતાર્થ થઈ બાકીનું જીવન ભગવાનની સેવામાં ગાળીને આખરે પરમધામમાં ચાલ્યા ગયા.

બોલો ભક્ત અને તેમના ભગવાનનો જય !

## ૫: ભક્ત આરણ્યક મુનિ

ત્રેતાયુગ પહેલાંની આ વાત છે આરણ્યક મુનિ વનમાં રહી ઘોર તપસ્યા કરતા હતા. તેમનો ઉદ્દેશ પરમાત્માને જાણી પરમાનંદ અને પરમ શાંતિ પ્રાપ્ત કરવાનો હતો; પરંતુ ઉદ્દેશ સફળ ન થયો, ત્યારે મુનિવર મૂળ પરમાત્મતત્ત્વ જાણવા માટે કોઈ જ્ઞાની મહાપુરુષની શોધમાં નીકળ્યા. અનેક તીર્થોમાં ફર્યા, ઘણા લોકો સાથે વાતો કરી; પરંતુ ક્યાંય પણ મનોરથ પૂરો થયો નહિ.

એક દિવસ તેમણે જોયું કે દીર્ઘાયુષી મહર્ષિ લોમશ તીર્થયાત્રા માટે સ્વર્ગમાંથી આવ્યા છે. મુનિએ જઈ લોમશનાં ચરણોમાં પ્રણામ કર્યા અને વિનયપૂર્વક પૂછયું: 'હે ભગવન્! દુર્લભ મનુષ્યદેહ પ્રાપ્ત કરીને જીવ કયા ઉપાયથી આ દુસ્તર સંસારસાગરથી પાર જઈ શકે છે? એવા કોઈ દેવતા, વ્રત, દાન, જપ અથવા યજ્ઞ હોય તો કૃપા કરી બતાવો, કે જેના સેવનથી હું આ ઘોર સંસાર-સમુદ્રની પાર જઈ શકું.'

આરણ્યક મુનિની વાત સાંભળી મહર્ષિ લોમશે કહ્યું: 'દાન, તીર્થ, વ્રત, યમ, નિયમ, યોગ, યજ્ઞ વગેરે બધાં સાધન ઉત્તમ છે; પરંતુ આનું ફળ સ્વર્ગ જ છે, સ્વર્ગ નાશવંત છે. પુણ્ય જ્યાં સુધી રહે છે, ત્યાં સુધી જીવ સ્વર્ગના ભોગો ભોગવે છે, પુણ્ય પૂરું થતાં જ ત્યાંથી તેને પાછા નીચે પડવું પડે છે, તેથી જે લોકો નાશવંત સ્વર્ગસુખ માટે જ દાનપુણ્ય વગેરે કરે છે, તેઓ કંઈ પણ શુભ કર્મ ન કરનારા મૂઢ પુરુષો કરતાં ઉત્તમ છે, છતાંયે તેઓ ખરી રીતે બુદ્ધિમાન નથી. હું તમને એક ગુપ્ત રાખવા જેવી વાત

કહું છું. શ્રીરામથી વિશેષ કોઈ દેવતા નથી, રામથી ઉત્તમ કોઈ વ્રત નથી, રામથી ઉત્કૃષ્ટ કોઈ યોગ નથી, અને રામથી ઊંચો કોઈ યજ્ઞ નથી. શ્રીરામનામના જપ અને શ્રીરામનું ભક્તિપૂર્વક પૂજન કરવાથી મનુષ્ય આ લોકમાં અને પરલોકમાં પરમ સુખી થાય છે, અને અનાયાસે જ સંસારસાગર તરી ભગવાનને પામે છે. શ્રીરામનું સ્મરણધ્યાન કરવાથી મનુષ્યની બધી ઇચ્છાઓ શ્રીરામની કૃપાથી પૂરી થાય છે અને જેથી તે પરમપદને પામી શકે એવી પોતાની દુર્લભ ભક્તિ શ્રીરામ તેને દઈ દે છે. ઉત્તમ કુળમાં ઉત્પન્ન, ઉત્તમ કર્મ કરનારા પુરુષો માટે તો કહેવું જ શું? ચંડાળ પણ શ્રીરામનું પ્રેમપૂર્વક સ્મરણ કરી પરમ ગતિ પ્રાપ્ત કરે છે. શ્રીરામ એ જ એક માત્ર પરમ દેવતા છે, રામનું અર્ચન–પૂજન એ જ મુખ્ય વ્રત છે, રામનામ એ જ સર્વોત્તમ મંત્ર છે અને જેનામાં રામની સ્તુતિ છે, તે જ ઉત્તમ શાસ્ત્ર છે; તેથી તમે મન દઈ દિવ્ય મનોહર મૂર્તિ શ્રીરામચંદ્રજીનું ભજન કરો. શ્રીરામના ભજનથી તમે અપાર સંસારસાગરમાંથી તરી જશો.'

મહર્ષિ લોમશની વાત સાંભળી આરણ્યક મુનિને મોટી આશા બંધાઈ અને તેમણે પ્રસન્નચિત્તે ફરીથી પૂછયું કે, 'ભગવન્! જો મારા ઉપર આપની પરમકૃપા છે, તો દયા કરી મને શ્રીરામચંદ્રજીનું સ્વરૂપ બતાવો, કે જેથી હું તે સ્વરૂપનું ધ્યાન કરી કૃતાર્થ થઈ શકું.' આથી મહર્ષિ લોમશ સંતોષ પામી કહેવા લાગ્યા : 'હે મુનિવર! સાંભળો. હું તમને શ્રીરામચંદ્રજીનું ધ્યાન કરવા યોગ્ય સ્વરૂપ બતાવું છું. આ સ્વરૂપનું મન દઈ ધ્યાન કરવાથી બધા મનોરથ અવશ્ય પૂરા થાય છે.

'રમણીય અયોધ્યાનગરીમાં કલ્પતરુની નીચે વિચિત્ર મંડપમાં ભગવાન શ્રીરામચંદ્ર બિરાજમાન છે. મહા મરકત-મણિ, નીલકાંતમણિ અને સુવર્ણનું બનેલું અત્યંત મનોહર તેમનું સિંહાસન છે. સિંહાસનનું તેજ ચોતરફ ફેલાઈ રહ્યું છે. નવી દૂર્વાનાં પાન જેવા શ્યામ સૌંદર્યસાગર દેવેંદ્ર-પૂજિત ભગવાન શ્રીરઘુનાથજી સિંહાસન ઉપર બેઠા બેઠા પોતાની પ્રતિભાથી મુનિઓનાં મન હરી રહ્યા છે. તેમનું મનને મુગ્ધ કરનારું મુખમંડળ કરોડો ચંદ્રમાની છબીને શરમાવી રહ્યું છે. તેમનાં કાનોમાં દિવ્ય મકરાકૃતિ કુંડળ ઝગમગી રહ્યાં છે. મસ્તક ઉપર મુગટ શોભી રહ્યો છે. મુગટમાં જડેલા મણિઓના રંગબેરંગી તેજથી આખું શરીર ચમકી રહ્યું છે. મસ્તક ઉપર કાળા વાંકડિયા વાળ છે. તેમના મુખમાં ચંદ્રમાનાં કિરણો જેવી દંત-પંક્તિઓ શોભી રહી છે. તેમના હોઠ વિદ્રુમમણિ જેવા મનોહર કાંતિમય છે, જેમાં અન્યાન્ય શાસ્ત્રોની સાથે ઋક્, સામ વગેરે ચારે વેદોની નિત્ય-સ્ફૂર્તિ થઈ રહી છે. કુસુમની જેવી મધુર જીભ તેમના મુખમાં શોભી રહી છે. તેમનો સુંદર દેહ મોરના જેવા મધુર કંઠથી સુશોભિત છે. તેમના બન્ને ખભા સિંહના ખભાઓ જેવા ઊંચા અને માંસલ છે. તેમની લાંબીલાંબી ભુજાઓ ઘૂંટણ સુધી પહોંચેલી છે. વીંટીમાં જડેલા હીરાઓના તેજથી આંગળીઓ ચમકી રહી છે. કેયૂર અને કંકણ કોઈ જુદી જ શોભા દઈ રહ્યાં છે. તેમનું મનોહર વિશાળ વક્ષઃસ્થળ શ્રીલક્ષ્મી અને શ્રીવત્સાદિ વિચિત્ર ચિહ્નોથી વિભૂષિત છે. પેટમાં ત્રણ રેખાઓ છે. ગંભીર-ઊંડી નાભિ છે અને મનોહર કેડ મણિઓના કંદોરાથી સુશોભિત છે. તેમની સુંદર નિર્મળ

જાંઘો અને મનોહર ઘૂંટણ છે. યોગીરાજોનું ધ્યેય તેમનાં પરમ મંગલમય ચરણયુગલમાં વજ્ર, અંકુશ, જવ અને ધ્વજ વગેરેનાં ચિહ્નોથી અંકિત છે. હાથોમાં ધનુષ્ય, બાણ અને ખભા ઉપર ભાથો શોભી રહ્યાં છે. મસ્તક ઉપર સુંદર તિલક છે અને પોતાની આ સૌંદર્યવિભૂતિથી સૌનું ચિત્ત પોતાના તરફ ખેંચી રહ્યા છે.'

આ પ્રમાણે ભગવાનના ધ્યાનસ્વરૂપનું વર્ણન કરી લોમશે કહ્યું: 'હે મુનિ! તમે આ રીતે શ્રીરામનું ધ્યાન અને સ્મરણ કરશો, તો અનાયાસે જ સંસારસાગરની પાર થઈ જશો.'

લોમશની વાત સાંભળી આરણ્યક મુનિએ તેમને વિનમ્ર શબ્દોમાં કહ્યું: 'ભગવન્! આપે કૃપા કરી મને શ્રીરામનું ધ્યાન બતાવ્યું તે ઘણું જ સારું કર્યું છે. હું આપના ઉપકારના ભારથી દબાઈ ગયો છું; પરંતુ નાથ! જરા વિશેષ કહો કે, આ રામ કોણ છે, તેમનું મૂળ સ્વરૂપ શું છે, અને તેઓ અવતાર શા માટે લે છે.'

મહર્ષિ લોમશે કહ્યું કે, 'હે વત્સ! પૂર્ણ સનાતન પરાત્પર પરમાત્મા જ શ્રીરામ છે. સમસ્ત વિશ્વબ્રહ્માંડોની ઉત્પત્તિ એમનાથી જ થયેલી છે; તેઓ જ સૌના આધાર, સૌમાં ફેલાયેલા, સૌના સ્વામી, સૌનું સર્જન, પાલન અને સંહાર કરનાર છે. સમસ્ત વિશ્વ એમની જ લીલાનો વિકાસ છે. સમસ્ત યોગેશ્વરોના પણ પરમ ઈશ્વર એ દયાસાગર પ્રભુ જીવોની દુર્દશા જોઈ તેમને ભયંકર નરકમાંથી બચાવવા માટે જગતમાં પોતાની લીલા અને ગુણોનો વિસ્તાર કરે છે. તેમનું ગાન કરી પાપીમાં પાપી મનુષ્ય પણ તરી જાય છે. એ રામ આ જ કાર્ય માટે અવતાર ધારણ કરે છે.'

આ પછી આરણ્યક મુનિએ પૂછતાં લોમશે સંક્ષેપમાં સમસ્ત રામચરિત્ર તેમને સંભળાવ્યું અને તેમને કહ્યું કે, 'ભગવાન શ્રીરામજીના અશ્વમેધ યજ્ઞના ઘોડા સાથે રહેનારા રામાનુજ શત્રુઘ્ન જ્યારે તમારા આશ્રમમાં આવશે, ત્યારે તેમની પાસેથી પત્તો મેળવી તમે ભગવાન શ્રીરામનાં સાક્ષાત્ દર્શન કરી શકશો અને ત્યારે તમે તેમનામાં લીન થઈ શકશો.'

મહર્ષિવર લોમશના ઉપદેશ પ્રમાણે મુનિ આરણ્યક રેવાનદીને કિનારે એક ભાંગીતૂટી ઝૂંપડીમાં રહી પોતાનો બધો સમય શ્રીરામના ભજનમાં અને ધ્યાનમાં ગાળવા લાગ્યા.

આ પ્રમાણે ઘણો સમય વીતી ગયો. મુનિવર ભગવાન શ્રીરામના ધ્યાન-ભજનમાં મસ્ત થઈ શરીરનું ભાન ભૂલી ગયા અને નિત્ય પરમાનંદમાં મગ્ન રહેવા લાગ્યા. ત્યાર પછી એક દિવસ શ્રીરામના અશ્વમેધ યજ્ઞનો ઘોડો મુનિની ઝૂંપડી પાસે આવી પહોંચ્યો. તેની પાછળ પાછળ વિશાળ સેના લઈ મોટામોટા વીરો સાથે શ્રી શત્રુઘ્ન પણ ચાલ્યા આવતા હતા. તેમણે રેવાને કિનારે જીર્ણગત આશ્રમ જોઈ પોતાના સાથી વીરવર સુમતિને પૂછયું કે, આ આશ્રમ કયા મુનિનો છે? 'સુમતિએ બતાવવાથી શત્રુઘ્ન મુનિની ઝૂંપડીએ ગયા. મુનિએ તેમનું સ્વાગત કર્યું અને અંતે તેઓ રામાનુજ શત્રુઘ્ન છે એમ જાણી તેમને લોમશનાં વચન યાદ આવ્યાં. મુનિ હર્ષથી ઊભરાઈ ગયા: 'અહો! આજે ચિરકાળની ઇચ્છા પૂરી થશે. આજે મને આ આંખોથી ભગવાન શ્રીરામનાં દર્શન થશે. આજે મારું જીવન સફળ થશે, આવા મનોરથો સેવતા મુનિવર આરણ્યક અયોધ્યા તરફ ચાલી નીકળ્યા.

તેમણે દેવદુર્લભ પરમ રમણીય અયોધ્યાનગરીમાં જઈને જોયું કે, સરયૂના કિનારા ઉપર એક સુરમ્ય મંડપમાં પદ્મપલાશલોચન નવદૂર્વાદલશ્યામ ભગવાન શ્રી રામચંદ્ર વિરાજમાન છે. અનેક મહાન મહિમાવાળા મુનિઓએ તેમને ચોતરફથી ઘેરી લીધા છે. તેમની બંને બાજુએ ભરત અને લક્ષ્મણ શોભી રહ્યા છે. દીન–દરિદ્રોને મનમાની વસ્તુઓ આપવામાં આવે છે. મુનિવર આરણ્યક ભગવાન શ્રીરામચંદ્રનું ત્રિભુવનસુંદર સૌંદર્યરાશિ મધુર સ્વરૂપ જોઈ મંત્રમુગ્ધ પેઠે તાકીને જોતાજોતા ઊભા રહી ગયા. તેમની પાંપણો સ્થિર થઈ ગઈ, શરીર પુલકિત થઈ ગયુ, આંખોમાંથી પ્રેમાશ્રુધારા વહેવા લાગી. મુનિએ આજ પોતાના જીવનને સફળ અને ધન્ય માન્યુ.

આ તરફ મર્યાદા પુરુષોત્તમ ભગવાન શ્રીરામચંદ્રજીએ જ્યારે પરમ તેજસ્વી તપોમૂર્તિ મુનિને આ સ્થિતિમાં જોયા, ત્યારે તેઓ એકદમ ઊઠી ઊભા થયા અને મુનિના ચરણોમાં પ્રણામ કરવા લાગ્યા. ઇંદ્ર વગેરે મોટા મોટા દેવતા મસ્તક ઝુકાવી પોતાના મુગટના મણિઓની પ્રભાથી જેમનાં ચરણો ચમકાવતા રહે છે, તે મહા મહિમાવાળા ભગવાન શ્રીરામચંદ્ર "હે બ્રાહ્મણદેવ! આજે આપે મારા શરીરને પવિત્ર કરી દીધું.' એમ કહી મુનિના ચરણોમાં પડ્યા.

મહાતપસ્વી આરણ્યક મુનિએ એ પ્રણામ કરનારના વહાલા પ્રભુ ભગવાન રામચંદ્રને તરત જ બંને હાથ વડે ઉઠાડી હૃદયે ચાંપી દીધા. ને ત્યાર પછી ભગવાન શ્રીરામચંદ્રે મુનિને ઊંચા મણિમય આસન ઉપર બેસાડી તેમનાં ચરણો ધોયાં અને 'આજે હું મારા બંધુ–બાંધવો સહિત પવિત્ર થઈ ગયો' એમ કહી મુનિનું ચરણોદક

પોતાના મસ્તક ઉપર છાંટયું. આ પછી ઘણી જ વિનય-ભરેલી વાણીમાં ભગવાને કહ્યું : 'હે સ્વામિન્! મારો અશ્વમેધ યજ્ઞ આપના અહીં પધારવાથી સફળ થશે. આપની ચરણધૂલિથી પવિત્ર થઈ આ અશ્વમેધ યજ્ઞ તરત જ મને રાવણ, કુંભકર્ણ વગેરે બ્રાહ્મણ–સંતાનના વધથી પ્રાપ્ત થયેલી બ્રહ્મહત્યાથી મુક્ત કરી દેશે.'

ભગવાન શ્રીરામના આ શબ્દો સાંભળી મુનિએ હસી ઘણા જ મધુર શબ્દોમાં કહ્યું : 'ભગવન્! આપ મર્યાદાના રક્ષક આવી વાતો ન કહો, તો બીજું કોણ કહેશે? વેદને જાણનાર બ્રાહ્મણ આપની જ મૂર્તિ છે. આપ બીજા રાજાઓ આગળ સુંદર આદર્શ રાખવા માટે જ આ પ્રમાણે આચરી રહ્યા છો; પરંતુ ભગવન્! બ્રહ્મહત્યાના પાપથી છૂટવા આપ અશ્વમેધ યજ્ઞ કરી રહ્યા છો, એ સાંભળી હું મારું હસવું રોકી શકતો નથી. ધન્ય છે મર્યાદા પુરુષોત્તમ, આપની મર્યાદાને! ભલા, સમસ્ત શાસ્ત્રોથી વિપરીત આચરણ કરનાર, તદ્દન મૂર્ખ અને પાપી માણસ પણ જેનું નામસ્મરણ કરતાં જ પાપોનો મહાન સમુદ્ર ઓળંગી પરમ પદ પામી જાય છે, તે બ્રહ્મહત્યાના પાપથી મુક્ત થવા માટે અશ્વમેધ યજ્ઞ કરે, એ શું ઓછી મશ્કરીની વાત છે? હે ભગવન્! જ્યાં સુધી મનુષ્ય આપના નામનો સારી રીતે ઉચ્ચાર કરતો નથી, ત્યાં સુધી જ બ્રહ્મહત્યાદિ મહાન પાપો ગર્જના કરે છે. હે મહારાજ! રામનામરૂપી સિંહની ગર્જના સાંભળતાં જ મહાપાપરૂપી બધા હાથીઓ જીવ બચાવવા કોણ જાણે ક્યાંયે નાસી જાય છે, કે પછી શોધ્યાયે હાથ આવતા નથી. મેં પહેલાં ગંગાતીરવાસી મુનિઓ પાસે સાંભળ્યું હતું, કે જ્યાં સુધી સુસ્પષ્ટરૂપે

આપના મનોહર રામનામને ઉચ્ચાર કરવામાં આવતો નથી, ત્યાં સુધી વ્યાકુળ હૃદયવાળા મહાપાપી મનુષ્યોને પાપ-તાપને ભય રહે છે. હે શ્રીરામચંદ્ર! હું ધન્ય છું, કે આજે આપનાં દર્શન પામી અનાયાસે જ સંસારના તાપથી મુક્ત થઈ ગયો છું.'

આરણ્યક મુનિનાં આ વચને સાંભળી ભગવાન શ્રી-રામચંદ્રજીએ તેમની યથાયોગ્ય પૂજા કરી. હાજર રહેલા મુનિઓ શ્રીરામની આ લીલા જોઈ 'ધન્ય ધન્ય'નો ધ્વનિ કરવા લાગ્યા. મુનિવર આરણ્યકે જેમનું તેઓ હમેશાં ધ્યાન કર્યા કરતા હતા, તે ભગવાનનાં સાક્ષાત્ દર્શન કરી પરમ આનંદ પામી, મુનિઓને કહ્યું: 'હે મુનિગણ! આપ મારા મહાભાગ્ય તરફ તો જુઓ. સ્વયં ભગવાન રામચંદ્ર જ્યારે મને પ્રણામ કરી મારું સ્વાગત કરે છે, ત્યારે મારા સમાન જગતમાં બીજો કયો ભાગ્યશાળી જન્મ્યો હશે? વેદો હમેશાં જેમના ચરણોની શોધ કર્યા કરે છે, તે ભગવાન મારું ચરણોદક લઈ પોતાને પવિત્ર માને છે. અહો! આજે હું ધન્ય થઈ ગયો.' આમ કહેતાં જ ભગ-વાન શ્રીરામની સમક્ષ જ મુનિનું બ્રહ્મરંધ્ર ફાટી ગયું. ખૂબ જોરદાર અવાજ થયો. સ્વર્ગમાં દુંદુભિ વાગવા લાગ્યાં, આકાશમાંથી દેવતાઓ ફૂલ વરસાવવા લાગ્યા. મુનિઓએ આશ્ચર્યચકિત થઈ જોયું, તો આરણ્યકના શરીરમાંથી એક પ્રકારનું વિચિત્ર તેજ નીકળી શ્રીરામના સુંદર વદનમાં સમાઈ ગયું!

બોલો ભક્ત અને તેમના ભગવાનનો જય!

## ૬ : ભક્ત પુંડરીક

મહામતિ પુંડરીક શાસ્ત્રોના જાણકાર, વેદવેદાંગમાં નિપુણ, તપ અને સ્વાધ્યાયના પ્રેમી, ઇંદ્રિયો જીતનાર, ક્ષમાશીલ બ્રાહ્મણકુમાર હતા. દરરોજ નિયમપૂર્વક ત્રિકાળ સંધ્યા અને સવારસાંજ વિધિપૂર્વક અગ્નિહોમ કરતા હતા. જળ, લાકડાં અને પુષ્પ વગેરે વડે તેમણે ઘણા દિવસો સુધી ગુરુની શ્રદ્ધાપૂર્વક સેવા કરી હતી. તેઓ નિત્ય પ્રાણાયામ અને જગત્પતિ ભગવાન વિષ્ણુનું ધ્યાન કરતા હતા. તેમના મનમાં અભિમાન અને દ્વેષ નહોતાં. ભક્તિપૂર્વક માતાપિતાની સર્વ પ્રકારની સેવા કરવામાં અને તેમને સુખ પહોંચાડવામાં તેમને અત્યંત પ્રીતિ હતી. સારાંશ એ કે પુંડરીકજી પોતાનાં વર્ણાશ્રમોચિત કર્મોનું સારી રીતે પાલન કરતાં કરતાં જ સર્વવ્યાપી ભગવાનની આરાધના કરતા હતા. ભગવાનનું સ્મરણ કરતાં કરતાં ભગવાન માટે જ તેઓ લૌકિક અને વૈદિક સમસ્ત ધર્મોનું પાલન કરતા હતા. આમ કરતાં કરતાં જ્યારે તેમના અંતઃકરણની શુદ્ધિ થઈ ગઈ અને સંસારના કોઈ પણ પદાર્થમાં તેમને આસક્તિ, મમતા, સ્પૃહા અથવા કામના રહી નહિ, ત્યારે પોતાના શુદ્ધ હૃદયમાં તેમને ભગવાનનું આહ્વાન-આદેશ સંભળાયો અને તે જ ક્ષણે તેઓ સર્વ કંઈ છોડી પ્રિયતમને પ્રાપ્ત કરવા માટે અભિસારિણીના રૂપમાં ત્યાંથી ચાલી નીકળ્યા. સંસારરૂપી સમુદ્રથી તારનારી વિમળ બુદ્ધિના પ્રકાશે તેમનો સઘળો મોહાંધકાર દૂર કરી દીધો. તેઓ માતા, પિતા, ભાઈ, સુહૃદ, સ્વજન, મિત્ર, મામા, સગાંસંબંધી, બંધુ-બાંધવ, ધન-ધાન્યથી

ભરપૂર ઇંદ્રપુરી સમાન ઘર અને સર્વ પ્રકાશની વસ્તુઓને ઉત્પન્ન કરનારી ફળદ્રૂપ જમીનને તણખલા પેઠે ત્યજીને મહાસુખી થઈ ગયા.* જેનું મન રામ માટે વ્યાકુળ થઈ ઊઠે છે, તેને વિષયોના આરામ ગમતા નથી. તેને તેના ત્યાગમાં જ મહાસુખ મળે છે. આ કર્મત્યાગ પહેલાં કરેલાં શુભ કર્મોના આચરણનું જ સુંદર ફળ હોય છે. ધર્મોનું વિધિપૂર્વક નિષ્કામભાવથી પાલન કરવાથી જ અંતઃકરણ શુદ્ધ થઈ ભગવાનને પ્રાપ્ત કરવા માટે વ્યાકુળ થઈ ઊઠે છે. પછી તેને અધી ક્ષણનો પણ ભગવાનનો વિયોગ અસહ્ય થઈ પડે છે અને તે પોતાના પ્રિયતમ ભગવાનને પ્રાપ્ત કરવા માટે કોઈ પણ વસ્તુનો ત્યાગ, કોઈ પણ પ્રકારનું કષ્ટ સહન કરવા, કોઈ પણ પ્રકારનું તપ કરવા, કોઈ પણ માર્ગનું અનુસરણ તથા કોઈ પણ વિપત્તિ ઝીલવા માટે તે તલપાપડ થઈ જાય છે. ગમે તેમ થાઓ, પણ ભગવાન મળવા જોઈએ.

ભક્ત પુંડરીક શાક, મૂળ અથવા ફળ–જે કંઈ મળતું તેનાથી ઉદરનિર્વાહ કરતા કરતા દેશ–દેશાંતરમાં પ્રિયતમની શોધમાં ઘૂમવા લાગ્યા. તેમણે બધાં મુખ્ય મુખ્ય તીર્થોમાં ભ્રમણ કર્યું. ફરતાં ફરતાં એક દિવસ તેઓ શાલગ્રામ નામના એક ગામમાં જઈ પહોંચ્યા. આ સ્થાન ઘણું જ રમ્ય, પવિત્ર, એકાંત અને ભગવદીય ચિહ્નોથી

---

* मातरं पितरं चैव भ्रातॄनथ सुहृज्जनान् ।
मित्राणि मातुलांश्चैव सर्वान् सबंधिबान्धवान् ॥
धनधान्यसमृद्धं च गृहं वा शक्रसन्निभम् ।
क्षेत्राणि सुमहार्हाणि सर्वशस्योद्भवानि च ॥
परित्यज्य महासत्त्वस्तृणानीव महासुखी। ( पद्म० उ० ८० )

શણગારાયેલું હતું. અહીં મોટામોટા તત્ત્વજ્ઞ મહાત્માઓ રહેતા હતા. આ પુણ્યતીર્થમાં વિવિધ પવિત્ર જળાશયો અને કુંડો હતા. પુંડરીકે તેમાં સ્નાન કર્યું. આ વિશુદ્ધ તીર્થમાં તેમનું મન ચોંટી ગયું. તેઓ ત્યાં રહી પરમ ભક્તિપૂર્વક ભગવાનનું સતત ધ્યાન કરવા લાગ્યા. તેમના મનમાંથી રાગદ્વેષ દૂર થઈ ગયા. હૃદય પરમ પવિત્ર થઈ ગયું. જાણે તેમનામાં ભગવાનની શક્તિ ઊતરી આવી. તેઓ પોતાની અંદર ભગવદ્ભાવનો પ્રત્યક્ષ અનુભવ કરવા લાગ્યા. મૂર્તિમાન સ્વધર્મની પેઠે વિરાજતા તેમણે પોતાની આરાધનાથી ભગવાનને સંતુષ્ટ કરી લીધા. તેથી ભગવાને પોતાના પરમ ભક્ત દેવર્ષિ નારદજીને બોલાવી કહ્યું કે, વત્સ, મારા વહાલા ભક્ત પુંડરીકની ભક્તિથી હું અત્યંત પ્રસન્ન છું. તમે જાઓ, તેની ભક્તિને વળી વિશેષ દૃઢ કરવા માટે તેને યોગ્ય ઉપદેશ આપો.

ભગવાનની આજ્ઞા થતાં ભક્તશિરોમણિ નારદજી ભક્તને દર્શન દેવા માટે અથવા પોતાના ભગવાન વડે પ્રશંસા પામેલા ભાગ્યવાન ભક્તનાં દર્શન પામવા માટે તેઓ વૈકુંઠથી ચાલી નીકળ્યા. પરમાર્થના તત્ત્વજ્ઞ સાક્ષાત્ ભગવાનના હૃદયસ્વરૂપ શ્રીનારદજીનું ચિત્ત પવિત્ર ભક્તિ–રસની ભરતીથી હમેશાં ઊછળ્યા જ કરે છે. તેઓ ભક્તોના કલ્યાણને માટે જ હમેશાં જ્યાં ત્યાં વિચર્યા કરે છે. સાક્ષાત્ સૂર્ય સમાન મહાતેજસ્વી ('સુમહાતેજાઃ સાક્ષાદાદિત્યસન્નિભઃ') ભક્તરાજ નારદજી મધુર વીણા બજાવતા, પવિત્ર હરિગુણ ગાતા અને મંદમંદ હસતા તપોનિધિ પુંડરીકને સ્થાને પહોંચ્યા. મહામાન્ય પુંડરીકે તેજોમંડળથી ઘેરાયેલા સર્વવેદપારંગત નારદજીને સામે હાજર થયેલા

જોઈ તરત જ ઊભા થઈ પ્રણામ કર્યા. નારદજીનાં દર્શનથી જ તેમને રોમાંચ થઈ આવ્યાં, નેત્રોમાં આનંદાશ્રુ ભરાઈ આવ્યાં. પુંડરીકે પ્રેમવિહ્વળ ચિત્તથી તેમને અર્ઘ્યાદિ દઈ ફરીથી પ્રણામ કર્યા. તેઓ નારદજીના મનોહર વેશ જોઈ મનોમન વિચારવા લાગ્યા. આ પ્રસન્ન મુખવાળા વીણાધારી મહાતેજસ્વી મહાત્મા કોણ છે? સાક્ષાત્ સૂર્ય, અગ્નિ અથવા વરુણદેવ તો નથી? આ પ્રમાણે વિચાર કરતાં કરતાં કંઈ પણ નક્કી નહિ કરી શકવાથી પુંડરીકે ફરીથી પ્રણામ કરીને પૂછ્યું: 'પ્રભો! અમાપ તેજસ્વી એવા આપ કોણ છો અને અહીં આપ ક્યાંથી આવ્યા છો? હે ભગવન્! આપ જેવા મહાત્માઓનાં દર્શન આ આ પૃથ્વીમાં ઘણાં જ દુર્લભ છે. મેં તો આજ સુધી આપના જેવા કોઈ પુરુષનાં દર્શન કર્યાં નથી. હે સ્વામિન્! કૃપા કરીને બતાવો કે આ દાસને આપના દર્શનથી કૃતાર્થ કરનારા આપ કોણ છો?' નારદજીએ હસતાં હસતાં કહ્યું: 'ભક્તવર! હું તમારાં દર્શન કરવા માટે જ અહીં આવ્યો છું. તમારા જેવા ભક્તોને મળવાથી મને અત્યંત સુખ થાય છે. ભક્તોનો પ્રભાવ અમાપ હોય છે. હે દ્વિજશ્રેષ્ઠ! તમારી તો વાત જ શી છે? યાદ કરવાથી, સંતુષ્ટ કરવાથી અથવા પૂજા કરવાથી ભગવાનનો વહાલો ભક્ત ચંડાળ પણ જીવોને પવિત્ર કરી દે છે.* મારો તો એટલો જ પરિચય છે, કે હું ત્રણે લોકોના એકમાત્ર સાક્ષી, શંખ–ચક્ર–ગદા–પદ્મધારી (નિર્ગુણ અને

---

* स्मृतः सन्तोषितो वापि पूजितो वा द्विजोत्तम ।
पुनाति भगवद्भक्तश्चाण्डालोऽपि यदृच्छया ॥ (पद्म० उ०–८०)

સગુણરૂપ ) દેવાદિદેવ ભગવાન શ્રીવાસુદેવનો દાસ છું.'

આટલું કહેતાં નારદજીને ઓળખીને પુંડરીક પ્રેમાવેશથી પુલકિત થઈ ગયા અને થોડી વાર પછી ધૈર્ય ધારણ કરી ગદ્ગદ વાણીથી કહેવા લાગ્યા: 'પ્રભો ! આજે પ્રાણીઓમાં હું ધન્ય થઈ ગયો, હું દેવપૂજ્ય થઈ ગયો. મારા બધા પૂર્વજો આજે તરી ગયા. મારો જન્મ સફળ થઈ ગયો. હવે હે દેવર્ષે ! આપના આ ભક્ત અને દાસ ઉપર વિશેષ કૃપા કરી જે કંઈ મારા યોગ્ય હોય તે ઉપદેશ આપો. પરમ ગોપ્ય હોય તોપણ તે છુપાવશો નહિ. આપ સર્વ જીવોની ખાસ કરી હરિને માર્ગે ચાલનારાઓની એક માત્ર ગતિ છો. મને સંસારસાગરમાં ડૂબેલાને બચાવો !'

પુંડરીકની અભિમાનશૂન્ય, સરળ, વિનયપૂર્ણ વાણી સાંભળી નારદજીને ખૂબ આનંદ થયો. તેમણે તેમને સાચા ભક્ત જાણીને ભગવાનની આજ્ઞા પ્રમાણે કંઈ કહેવાનું શરૂ કર્યું.

નારદજી બોલ્યા: 'હે દ્વિજોત્તમ ! આ લોકમાં અનેક પ્રકારના મનુષ્ય છે અને તેમના અનેક મત છે. વિવિધ પ્રકારના તર્કોથી બધા પોતપોતાના મતોનું સમર્થન કરે છે. હું બધાના તર્કો સમજી જે ચોક્કસ પરમાર્થતત્ત્વ છે, તે જ તમને કહું છું. આ પરમાર્થતત્ત્વ સહેજે સમજવામાં આવતું નથી. તત્ત્વવેત્તાઓ પ્રમાણો દ્વારા જ એનું પ્રતિપાદન કરે છે. જે લોકો મૂર્ખ છે તેઓ જ કેવળ પ્રત્યક્ષ અને હાજરાહજૂર પ્રમાણને જ માને છે. તેઓ ભવિષ્યનાં અને ભૂતકાળનાં પ્રમાણો સ્વીકારતા નથી. મુનિઓ કહે છે કે જે પૂર્વરૂપ છે, પરંપરાથી ચાલ્યાં આવે છે, તે જ આગમ-વેદ છે; આ આગમ જ પ્રમાણ છે. જે કર્મ, કર્મફળ,

તત્ત્વ, વિજ્ઞાન, દર્શન અને વિભુ છે, જેમાં જાતિ વગેરેની કંઈ કલ્પના જ નથી, જે નિત્ય આત્માથી જણાય તેવા છે, જે સનાતન, અતીંદ્રિય, ચેતન, અમૃત, અજ્ઞેય, અનંત, અને અવિનાશી, અવ્યક્ત, વ્યક્ત, વ્યક્તમાં સ્થિત અને નિરંજન છે, તે જ બીજા આગમ છે. તેઓ જ વિશ્વમાં વ્યાપી રહેલા હોવાને લીધે વિષ્ણુ કહેવાય છે, તેમનાં વળી બીજાં પણ અનેક નામ છે, પરમાર્થથી વિમુખ વ્યક્તિ તે યોગીઓની પરમ ધ્યેય વસ્તુને પ્રત્યક્ષ પ્રમાણોથી જાણી શકતી નથી.'

ભક્તો કોઈ વાત કહે છે તો તેમાં એવું અભિમાન આવવા દેતા નથી, કે આ મારો મત છે; કેમ કે તેમનો પોતાનો મત કંઈ રહેતો જ નથી, તેઓ તો પોતાનું સર્વ કંઈ ભગવાનમાં મેળવી દે છે. ભગવાનનો મત એ જ તેમનો મત થાય છે. વસ્તુતઃ સંસારમાં નવું કંઈ જ નથી. જૂનું જ નવાં નવાં રૂપોમાં પ્રત્યક્ષ થાય છે. તેથી નારદજી પોતાના તરફથી ઉપદેશ નહિ આપતાં હવે જૂના ઈતિહાસનો નિર્દેશ કરી કહેવા લાગ્યા કે, હે નિષ્પાપ પુંડરીક! એક વખત મેં બ્રહ્મલોકમાં પિતામહ બ્રહ્માજીને વિનયપૂર્વક પ્રણામ કર્યા પછી આ વિષયમાં પૂછ્યું હતું; તેનો જે કંઈ ઉત્તર તેમણે મને આપ્યો હતો, તે હું તમને સંભળાવું છું. બ્રહ્માજીએ કહ્યું હતું, કે 'ભગવાન શ્રીનારાયણ જ સર્વ ભૂતોના આત્મા, જગતના આધાર, પચીસ તત્ત્વોના રૂપમાં પ્રકાશિત સનાતન પરમાત્મા છે. જગતનું સર્જન, પાલન અને સંહાર એ નારાયણ દેવથી જ થાય છે. એ જ વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞ–એ ત્રિવિધ આત્મા છે; તેઓ જ સૌના અધીશ્વર, એક માત્ર સનાતન દેવાધિદેવ છે. જ્ઞાન-

યોગીઓ જ્ઞાનની સાધના દ્વારા એ જ જગન્નાથ નારાયણદેવનો સાક્ષાત્કાર કરે છે. જેમનું ચિત્ત શ્રીનારાયણમાં વિલીન થયેલું છે, જેમના પ્રાણ શ્રીનારાયણને અર્પણ થયેલા છે. જે કેવળ શ્રીનારાયણપરાયણ જ છે, તેઓ શ્રીનારાયણની કૃપા અને શક્તિથી પોતાનાં જ્ઞાનનેત્રો વડે વર્તમાન, ભૂત અને ભવિષ્ય જોઈ શકે છે. આ જગતમાં થઈ ગયેલ વર્તમાન અને થનાર, પાસે અને દૂર, સ્થૂળ અને સૂક્ષ્મ, કંઈ પણ તેમનાથી અજ્ઞાત રહેતું નથી.'

પિતામહ બ્રહ્માએ ઇંદ્ર વગેરે દેવતાઓને પણ એક દિવસ કહ્યું હતું કે 'ધર્મ નારાયણને આશરે છે; બધા સનાતન લોક, યજ્ઞ, શાસ્ત્ર, સર્વ અંગો સહિત વેદ અને બીજું જે કંઈ છે, તે બધું જ શ્રીનારાયણને જ આધારે છે. તે નારાયણ જ વિષ્ણુ છે, તે જ વિશ્વેશ્વર હરિ છે. તે અવ્યક્ત પુરુષ જ પૃથ્વી વગેરે પંચભૂત છે. આ સમસ્ત જગત કેવળ વિષ્ણુમય જ છે. પાપી મનુષ્યો આ તત્ત્વ જાણતા નથી. તે નારાયણ જ પોતાની માયાથી આ ચરાચર વિશ્વમાં વ્યાપ્ત છે. જેનું ચિત્ત એ નારાયણમાં લાગેલું છે, જેનું જીવન તેમને અર્પણ છે, એવા પરમાર્થના જ્ઞાતા પુરુષ જ એમને જાણે છે. શ્રીનારાયણ જ સર્વભૂત છે, સર્વ ભૂતોમાં વ્યાપ્ત છે અને સર્વ ભૂતોના ઈશ્વર છે. તેઓ જ ત્રણે લોકોનું પાલન કરે છે. સમસ્ત જગત તેમનામાં જ રહેલું છે અને તેમનાથી જ ઉત્પન્ન થયેલું છે. તેઓ આ જગતના સંહારમાં રુદ્રરૂપે, પાલનમાં વિષ્ણુરૂપે, અને સર્જનમાં બ્રહ્મારૂપે યોજાયેલા છે. તેઓ અન્યાન્ય લોકોના રક્ષક છે. તે પરાત્પર પુરુષે જ સર્વાધાર, નિરાધાર, સકળ, નિષ્કળ, અણુ અને મહાન છે: તે પરમ પ્રભુ

દેવાધિદેવને જ શરણે સૌએ જવું જોઈએ.' બ્રહ્માએ આ પ્રમાણે કહ્યું હતું, માટે હે વિપ્રર્ષે! તમે પણ નારાયણ-પરાયણ થઈ જાઓ. તેમના સિવાય બીજા એવા કયા દેવ છે કે જેઓ આપણને મનમાન્યા પદાર્થ આપી શકે? તે પુરુષોત્તમ દેવ જ, પિતા-માતા છે; તેઓ જ લોકેશ, દેવાધિદેવ અને જગત્પતિ છે. તેમને શરણે થઈ જાઓ! અગ્નિહોત્ર, તપ, અધ્યયન-પોતાનાં બધાં કર્મો વડે નિત્ય નિરંતર સાવધાનીથી એક માત્ર તેમને જ સંતુષ્ટ કરવા જોઈએ. તેથી તમે એ પુરુષોત્તમનો જ આશ્રય ગ્રહણ કરો; તેમને શરણે ગયા પછી નથી તો બહુ મંત્રોની જરૂર કે નથી વ્રતોનું પણ પ્રયોજન. એક 'ॐ नमो नारायणाय' મંત્ર જ સઘળા મનોરથોની પૂર્તિ કરનાર છે. હે બ્રાહ્મણ-શ્રેષ્ઠ! તેમની આરાધનામાં કોઈ બાહ્યવેશની જરૂર નથી. કપડાં પહેરેલાં હોય અથવા ન પહેરેલાં હોય, જટાધારી હો અથવા મસ્તક મૂંડાવેલ હો, ત્યાગી હો અથવા ગૃહસ્થ હો, બધા અનન્ય મનથી ભક્તિપૂર્વક તેમની આરાધના કરી શકે છે; ચિહ્ન ધર્મનું કારણ નથી; ('न लिङ्गं धर्मकारणम्') પરંતુ જે લોકો પહેલાં નિર્દય, દુષ્ટાત્મા અને હમેશાં પાપોમાં જ જોડાઈ રહ્યા હોય છે, તેઓ પણ નારાયણ-પરાયણ થવાથી સનાતન પરમધામ પામે છે. ભગવાનના નિષ્પાપ ભક્ત પાપના કીચડમાં કદી ફસાતા નથી. અહિંસાથી ચિત્તને જીતનાર તેઓ સઘળા લોકોને પવિત્ર કરે છે. પ્રાચીનકાળમાં પ્રાણીઓની હિંસા કરનારો એક શિકારી રાજા નારાયણપરાયણ થઈ પરમધામને પામ્યો છે. પરમ તત્ત્વજ્ઞ રાજા અંબરીષ ભગવાન હૃષીકેશની આરાધના કરી વૈષ્ણવપદ પામી ચૂક્યા છે. અનેક શાંતચિત્ત બ્રાહ્મણોએ

ભગવાનનું ધ્યાન ધરી સિદ્ધિ પ્રાપ્ત કરેલી છે. અસુર બાળક પ્રહ્લાદે પરમ આહ્‌લાદપૂર્વક ભગવાન શ્રીનારાયણદેવની સેવા, પૂજા અને ધ્યાન કરી શ્રીહરિ વડે સુરક્ષિત રહી પરમ પદ પ્રાપ્ત કર્યું છે. તેજસ્વી રાજા ભરત શ્રીહરિની ઉપાસના કરી પરમ શાંતિ પામી ચૂક્યા છે. શ્રીહરિની આરાધનાથી બધાને પરમ ગતિ મળી શકે છે અને શ્રીહરિની આરાધના વિના કોઈને પણ પરમ ગતિ પ્રાપ્ત થતી નથી-ગમે તો તે બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અથવા સંન્યાસી, કોઈ પણ ભલે હોય! હજારો જન્મો પછી ભગવાનની કૃપાથી જેને એવી સદ્‌બુદ્ધિ પ્રાપ્ત થાય છે કે, 'હું હરિભક્તોનો દાસ છું.' તે પુરુષ પણ ભગવાનને પ્રાપ્ત કરી લે છે, તો પછી જે મહાપુરુષ અનન્યચિત્તવાળા છે અને પ્રેમથી તરબોળ હૃદયવાળા છે, તેમને માટે તો કહેવાનું જ શું? તેથી તત્ત્વ જાણનારા પુરુષો બધી બાજુથી ચિત્તને હઠાવી અનન્ય ચિત્તથી નિત્ય-નિરંતર તે સનાતન પરમાત્મદેવનું જ ધ્યાન કરે છે.

દેવર્ષિ નારદજી આ પ્રમાણે કહી અંતર્ધાન થઈ ગયા. ધર્માત્મા પુંડરીકની નારાયણપરાયણતા વળી વિશેષ દૃઢ અને ઉજ્જવળ થઈ ગઈ. તેઓ 'ॐ नमो नारायणाय' મંત્રના જપ કરવા લાગ્યા અને ભગવાનના અમૃતમય મધુર ધ્યાનમાં જોડાઈ ગયા. તેમની સ્થિતિ ઘણી જ ઊંચી થવા લાગી અને અંતે તે એટલે સુધી પહોંચી કે અમૃતાત્મક ભગવાન ગોવિંદદેવ તેમના હૃદયકમળ ઉપર આવી વિરાજ્યા. સમસ્ત અંતઃકરણ ભગવાનના પવિત્ર સંસર્ગથી પ્રકાશમાન અને ભગવન્મય થઈ ગયું. હવે તેમની બુદ્ધિ અને મનમાં ભગવાન કેશવ સિવાય સ્વપ્નમાં પણ બીજી

કોઈ ચીજ રહી નહિ, તે એટલે સુધી કે પુરુષાર્થનો વિરોધ કરનારી નિદ્રા પણ નાશ પામી ગઈ.

બુદ્ધિ અને મનમાં ભગવાનનો આવિર્ભાવ થઈ તેમનું દિવ્ય ભગવદ્રૂપમાં ફેરવાઈ જવું, એ ઘણાયે મહાપુરુષોના જોવા–સાંભળવામાં આવે છે; પરંતુ સ્થૂળ દેહમાં દિવ્યત્વની પ્રાપ્તિ ભાગ્યે જ થાય છે. પુંડરીકે સમસ્ત ભુવનોના એક માત્ર સાક્ષી પુરુષોત્તમ વાસુદેવ ભગવાનની પરમ કૃપાથી પોતાના નિષ્પાપ દેહમાં એ જ પરમ દિવ્ય વૈષ્ણવી સિદ્ધિ પ્રાપ્ત કરી. તેમણે જોયુ કે પોતાનાં અંગ શ્યામ વર્ણનાં થઈ ગયાં છે, ભુજાઓ ચાર થઈ ગઈ છે. જેમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ છે, પવિત્ર પીળું વસ્ત્ર છે, તેજોમંડળે તેમના શરીરને ઘેરી લીધું છે અને તેઓ પુંડરીકાક્ષ બની ગયા છે. વનનાં સિંહ, વાઘ અને બીજાં હિંસક પશુઓ સ્વાભાવિકપણે જ સમસ્ત વેરભાવ ભૂલી જઈ તેમની આગળ એકઠાં થઈ રહ્યાં છે. અને પ્રસન્ન મનથી યથેચ્છ પ્રેમપૂર્વક વિચરી રહ્યાં છે. આ પ્રમાણે વિરોધી જીવો પણ પરસ્પર હિતસ્વી થઈ ગયાં. નદી અને સરોવરોનુ જળ પ્રસન્ન અને મધુરતમ બની ગયું. શીતળ સુગંધીદાર, સુખકારક વાયુ વહેવા લાગ્યો. ઋતુ સુપ્રસન્ન થઈ ગઈ. વનનાં વૃક્ષો સુગંધીદાર અને મધુર પુષ્પ–ફળના ભારથી લચી પડી નીચાં નમી ગયાં. બધા પદાર્થો પુંડરીકને અનુકૂળ અને પરમ સુખકર થઈ ગયા. ભક્તવત્સલ દેવ દેવેશ્વર ભગવાન પ્રસન્ન થવાથી સમસ્ત સદાચાર જગત પ્રસન્ન થઈ જ જાય છે. બધા જીવો અને પ્રકૃતિની બધી વસ્તુઓ તે જગદ્વંદ્ય ભક્તની સેવા કરી પોતાના જીવનને સફળ કરવા ઇચ્છે છે.

આમ તો હવે પુંડરીકનો દેહ, મન, બુદ્ધિ સર્વ

કંઈ ભગવન્મય થઈ ગયું હતું; પરંતુ ભક્તના હૃદયનિધિ, કમળદલલોચન ભગવાન પોતાના ભક્ત પુંડરીકને જગત્પ્રસિદ્ધ પાવન બનાવવા અને આ ભક્તનું પરમશ્રેષ્ઠ ફળ આપવા માટે પોતે જ પોતાનાં દિવ્ય મંગલ સ્વરૂપમાં તેમની આગળ હાજર થયા. ભગવાનના ત્રણ હાથોમાં શંખ, ચક્ર અને ગદા છે. એક હાથની અભયમુદ્રાથી તેઓ ભક્તને આશ્વાસન આપી રહ્યા છે. કરોડો સૂર્યો સમાન ભગવાનનો પ્રકાશ છે. કરોડો ચંદ્રમાઓ સમાન ભગવાનના પ્રત્યેક અંગમાંથી અમૃતવૃષ્ટિ થઈ રહી છે. કરોડો કામદેવોના અભિમાનને ચૂર્ણ કરનારું ભગવાનનું સૌંદર્ય છે. ભગવાનનાં નેત્ર કમળ જેવાં અત્યંત સુંદર અને વિશાળ છે. ચંદ્રબિંબની શોભાને મંદ કરનારું ભગવાનનું મુખકમળ છે, ભગવાનના કાનોમાં કુંડળ, કંઠમાં રત્નહાર અને વનમાળા તથા વક્ષઃસ્થળ ઉપર લક્ષ્મીજીની મૂર્તિ અને વિપ્રપદ ચિહ્ન છે. કૌસ્તુભમણિ ગળામાં શોભી રહ્યો છે. ભગવાનના હોઠ અને મોતીઓ જેવી દાંતની હારો અત્યંત શોભાયમાન છે. મસ્તક ઉપર અતિ મનોહર મુગટ છે. ખભા ઉપર ચૈતન્ય બ્રહ્મસૂત્ર વિરાજમાન છે. દેવતા, સિદ્ધ, ગંધર્વ, શ્રેષ્ઠ મુનિ, નાગ અને યક્ષ ભગવાનની સેવા કરી રહ્યા છે. ભાગ્યવાન પાર્ષદો ચામર, પંખા અને છત્ર વગેરે દ્વારા ભગવાનની સેવા કરી રહ્યા છે. પવિત્રાત્મા પુંડરીકે ભગવાનનું અચિંત્ય સુંદર દિવ્ય સ્વરૂપ જોઈ અત્યંત પ્રેમવિહ્વળ અને આનંદપૂર્ણ ચિત્તથી બંને હાથ જોડ્યા અને તેમના ચરણોમાં પડી સ્તુતિ કરવી શરૂ કરી.

વિવિધ પ્રકારે ભગવાનની સ્તુતિ કરતાં કરતાં પુંડરીકની વાણી બંધ થઈ ગઈ અને એક દૃષ્ટિથી તે ભગ-

વાનના મુખારવિંદની મધુર શોભા અતૃપ્ત નયનો વડે જોવા લાગ્યા. જાણે નેત્રો વડે રૂપઅમૃતને હૃદયસરોવરમાં રેડી રહ્યા છે; પરંતુ તે કોઈ પણ રીતે ભરાતું જ નથી. પ્રેમ-મુગ્ધ ભક્તની આ પવિત્ર અને અચિંત્ય દશા જોઈ તેની સમાધિનો ભંગ કરતાં ભગવાન ગંભીર સ્વરે બોલ્યા:

प्रीतोऽस्मि वत्स भद्रं ते पुण्डरीक महामते ।
वरं वृणीष्व दास्यामि यत्ते मनसि वर्तते ॥

હે મહામતે! વત્સ પુણ્ડરીક! હું અત્યંત પ્રસન્ન થયો છું, તારું કલ્યાણ થાઓ ને તારી ઇચ્છામાં આવે તે માગી લે.'

પુંડરીક ખરેખરા મહાબુદ્ધિશાળી હતા. તેમણે હર્ષ–ગદ્‌ગદ સ્વરે કહ્યું: 'ભગવન્! ક્યાં મારા જેવો અત્યંત દુર્બુદ્ધિ પ્રાણી અને ક્યાં આપ જેવા સર્વજ્ઞ પરમ સુહૃદ સ્વામી! આપનાં દુર્લભ દર્શન પછી બીજી કઈ વસ્તુ બાકી રહી જાય છે, એ મારા સમજવામાં આવતું નથી; છતાંયે આપ માગવાની આજ્ઞા કરો છો, તો હું એ જ માગું છું કે 'ભગવન્! મારું જેમાં કલ્યાણ હોય, તેની જ મને આજ્ઞા કરો.'

ભગવાને ચરણોમાં પડેલા અને પ્રેમાશ્રુઓથી ચરણો ધોતા મહાભાગ્યશાળી પુંડરીકને ઉઠાડી હૃદયે ચાંપ્યા અને બોલ્યા: 'હે સુવ્રત! તારું કલ્યાણ થાઓ! હે વત્સ! તું મારી સાથે ચાલ અને નિયતાત્મા અને જગત ઉપર ઉપકાર કરનાર થઈ હમેશાં મારી લીલામાં મારી સાથે રહે.'

ભક્તવત્સલ ભગવાને પ્રેમપૂર્વક આટલું કહેતાં જ સમસ્ત દિવ્ય લોકોમાં દુંદુભિ વાગવા લાગ્યાં. આકાશ-

માંથી પુષ્પોની વૃષ્ટિ થવા લાગી. બ્રહ્મા વગેરે દેવતાઓ 'સાધુ, સાધુ' ધ્વનિ કરતા ભગવાન અને ભક્તનો મહિમા ગાવા લાગ્યા અને સિદ્ધ, ગંધર્વ અને કિન્નર આનંદમાં ઉન્મત્ત થઈ નાચવા-ગાવા લાગ્યા. ત્યાર પછી સઘળા લોકોના નમસ્કાર સ્વીકારતા દેવાધિદેવ જગત્પતિ ભગવાન પોતાના વહાલા ભક્ત પુંડરીકને સાથે લઈ ગરુડ ઉપર સવાર થયા અને જોતજોતામાં અંતર્ધાન થઈ ગયા.

પિતામહ ભીષ્મે ઉપરોક્ત ભક્તગાથા ધર્મરાજ યુધિષ્ઠિરને સંભળાવી તેમને કહ્યું: 'હે રાજન્! તમે પણ ભગવાનની ભક્તિથી પ્રસન્ન થઈ પોતાનાં ચિત્ત અને પ્રાણને ભક્તોની સેવામાં જોડી દો અને વિધિપૂર્વક પૂજન કરી પુરુષોત્તમની સેવા કરો. પુણ્ય અને પાપ બન્નેને હરી લેનારી ભગવાનની મનોહર કથા સાંભળો અને કોઈ પણ પ્રકારે ભગવાનની ભક્તિ પામો. વિશ્વાત્મા ભગવાન પ્રસન્ન થાય તે જ કરો. યાદ રાખો કે જે મનુષ્ય ભગવાનથી વિમુખ છે, તે સેંકડો અશ્વમેધ અને વાજપેય યજ્ઞ કરવા છતાં પણ ભગવાનને પામી શકતો નથી; પરંતુ ભગવાનના પ્રેમી ભક્તજનો 'હરિ' એ બે અક્ષરોનું ઉચ્ચારણ કરીને જ મોક્ષ માટે કમર કસી તૈયાર થઈ જાય છે. નક્કી માનજો કે—

लाभस्तेषां जयस्तेषां कुतस्तेषां पराजयः।
येषामिन्दीवरश्यामो हृदयस्थो जनार्दनः॥

'જેના હૃદયમાં ઇંદીવરશ્યામ ભગવાન જનાર્દન વિરાજમાન છે, તેને જ લાભ અને વિજય મળે છે. તેનો પરાજય જ ક્યાં છે? એટલે કે તેનો પરાજય થતો જ નથી.'

બોલો ભક્ત અને તેમના ભગવાનનો જય!

## ૭ : ભક્ત ચોલરાજ અને બ્રાહ્મણ વિષ્ણુદાસ

પુષ્કળ ધન વડે થતા યજ્ઞ-દાનાદિથી ભગવાન પ્રસન્ન નથી થતા. ભગવાનની પ્રસન્નતામાં તો ભક્તિ એ જ મુખ્ય કારણ છે.'

કાંતિપુરમાં ચોલ નામના ચક્રવર્તી (ચોલરાજ) રાજ્ય કરતા હતા. તેમના નામ ઉપરથી સમસ્ત દેશનું નામ ચોલ પડયું હતું. તેના રાજ્યમાં કોઈ પણ મનુષ્ય દુઃખી, પાપી અને રોગી નહોતો. રાજા ઘણું દાન, પુણ્ય અને યજ્ઞ કર્યા કરતા હતા, ધન-સંપત્તિનો કંઈ પાર નહોતો. રાજા ભગવાનના ભક્ત હતા, નિત્ય ભગવાનની મૂર્તિનું ખૂબ પ્રેમથી પૂજન કર્યા કરતા હતા. સર્વ કંઈ હોવા છતાં રાજાને પોતાના ધનનું કંઈક અભિમાન હતું. રાજા સમજતા હતા કે હું મારા પુષ્કળ ધનથી દાન-પૂજન કરી ભગવાનને જેટલા પ્રસન્ન કરી શકું છું, તેટલા બીજો કોઈ કરી શકતો નથી. ધનના ગર્વે રાજાના આવા વિવેક ઉપર પડદો નાખી દીધો હતો કે ભગવાન ધનના ભૂખ્યા નથી, તેઓ માત્ર પ્રેમ ઇચ્છે છે. તેમને માટે તો રાજા અને રંક બંને બરાબર છે. ધનવાન માણસો વાસ્તવમાં આ વાત બહુ જ ઓછી સમજે છે. સુવર્ણમાં કળિયુગનો નિવાસ હોવાથી જો સતત સત્સંગ ન થાય, તો ધનવાનો માટે સન્માર્ગમાં રહેવું અત્યંત કઠણ બને છે.

તે જ કાન્તિપુરમાં એક વિષ્ણુદાસ નામના દરિદ્ર બ્રાહ્મણ રહેતા હતા. બ્રાહ્મણ ઘણા ગરીબ; પરંતુ પ્રખર વિદ્વાન અને ભગવાનના અનન્ય ભક્ત હતા. તેઓ જાણતા હતા કે ભગવાન ભક્તિપૂર્વક અર્પણ કરેલાં પત્ર-પુષ્પને

પણ ખૂબ પ્રેમથી ગ્રહણ કરે છે. સમુદ્ર તટે ભગવાનના મંદિરમાં રાજા અને વિષ્ણુદાસ બ્રાહ્મણ બન્નેય ભગવાનની પૂજા કરવા જતા હતા. એક દિવસ ચોલરાજ અનેક પ્રકારનાં ઘણાં મૂલ્યવાન મોતી, રત્નો તથા વિવિધ પ્રકારનાં સોનાનાં ફૂલોથી વિધિપૂર્વક ભગવાનની પૂજા કરી દંડવત્ પ્રણામ કર્યો પછી મંદિરમાં બેઠા હતા. એટલામાં જ ભક્ત બ્રાહ્મણ વિષ્ણુદાસ એક હાથમાં જળનો લોટો અને બીજા હાથમાં તુલસી અને ફૂલોથી ભરેલી એક નાનકડી ફૂલછાબ લઈ ત્યાં પહોંચ્યા. વિપ્રર્ષિ વિષ્ણુદાસ ભક્તિમાં તદ્રૂપ હતા. તેમણે જોયું નહિ કે કોણ ક્યાં બેઠું છે. નિઃસ્પૃહી ભગવદ્‌ભક્તને રાજા તરફ જોવાની જરૂર પણ નહોતી. વિષ્ણુદાસે આવી ફૂલછાબ એક બાજુ મૂકી દીધી અને વિષ્ણુસૂક્તનો પાઠ કરી ભક્તિભાવથી ભગવાનને સ્નાન કરાવ્યું, રાજાના ચઢાવેલા સઘળા વસ્ત્રાલંકાર જળથી ભિજાઈ ગયા. ત્યાર પછી બ્રાહ્મણે ફૂલ-પાનથી ભગવાનની પૂજા કરી અને તે ભગવાનને ધૂપ દેવા લાગ્યા. બ્રાહ્મણના બે પૈસાનાં તુલસીપત્રથી પોતાનાં રત્નમોતીઓને ઢંકાયલાં જોઈ રાજાને ક્રોધ થઈ આવ્યો. રાજાએ બ્રાહ્મણને કહ્યું: 'વિષ્ણુદાસ! મારા સમજ્યા પ્રમાણે તું મહામૂર્ખ છે. તને ભક્તિનું કંઈ ભાન નથી; મેં મણિ-મુક્તાઓ અને સુવર્ણપુષ્પોથી ભગવાનને કેવા સુંદર શણગાર્યા હતા, તેં એ બધું શું કરવા બગાડી નાખ્યું? તારામાં ભક્તિ હોત તો આટલી સુંદર શોભાને તું આ પાંદડાંથી શું કરવા ઢાંકી દેત?'

રાજાની વાત સાંભળી વિષ્ણુદાસને પણ ગુસ્સો આવી ગયો. વિષ્ણુદાસ બોલ્યા: 'તમે ખૂબ ભક્તિ જાણો છો તો બતાવો તો ખરા કે તમે અત્યાર સુધીમાં કંઈ મોટી

ભક્તિ કરી છે? તમે તો રાજ્યના અભિમાનમા મસ્ત રહ્યા છો! ભગવાનને તમારા મણિ–મોતીઓનો મોહ થોડો જ છે જેની પાસે જે કઈ હોય છે, તે તેના વડે ભગવાનને પૂજે છે ખરી રીતે તો ભગવાનની પૂજા માટે શુદ્ધ હૃદય જોઈએ ભગવાન જો ધનથી જ પ્રસન્ન થાત તો બિચારા ગરીબોનુ તો કઈ ઠેકાણુ જ ન રહેત બિચારા ગરીબોને તો ભગવાનનો જ આશરો છે, ભગવાન પણ જો ધનવાનોના ધનથી મન ચળાવવા માડશે, તો પછી ગરીબોને ક્યાય કોઈ રહેવા જ નહિ દે ભગવાન ગરીબોની દાદ સાભળતા આવ્યા છે, તેથી તો લોકો ગરીબોને સતાવતા કઈક ડરે છે '

બ્રાહ્મણની વાત સાભળીને રાજાએ કહ્યુ 'કગાલ બ્રાહ્મણ! તને ભક્તિનો ભારે ગર્વ થયો જણાય છે, તુ નિર્ધન અને દરિદ્ર છે, તારી ભક્તિની કિંમત જ શી છે? તે આજ સુધીમા એવુ કયુ દાન–પુણ્ય કર્યું છે અથવા કેટલા મ દિર બ ધાવ્યા છે? તારી વનદાનરહિત ભક્તિમા શુ ભર્યું છે? કઈ પણ નહિ કરતા તુ માત્ર ભક્તિના બળથી આટલુ બધુ ટકી રહ્યો છે! હવે જોઈશ કે આપણા બેમાથી કોને ભગવાનના પહેલા દર્શન થાય છે? હુ પણ ઉપાય કરુ છુ ને તુ પણ કર જેને ભગવાનનો પહેલો સાક્ષાત્કાર થાય તેની ભક્તિ સારી ગણાશે ' રાજાએ વિચાર્યું કે અપાર ધનથી યજ્ઞ કરી ભગવાનને તરત પ્રસન્ન કરી લેવા એમા શી મોટી વાત છે!

આજકાલનો સમય હોત તો પહેલા તો આવો રાજા જ મળવો કઠણ હોત અને જો ક્યાક મળી આવત

તો બ્રાહ્મણ ઉપર રાજ્યદ્રોહનો મુકદ્દમો તો અવશ્ય જ ચલાવત

બન્ને ત્યાથી ચાલ્યા, રાજાએ તો પોતાના મહેલમા આવતા જ મુદ્દગલ ઋષિને બોલાવ્યા અને તેમના આચાર્ય પદે વિશાળ વિષ્ણુયજ્ઞ આરભ્યો ગરીબ વિષ્ણુદાસ પાસે યજ્ઞ કરવા માટે ધન તો હતુ નહિ તેમણે ઘેર આવી કાર્તિક અને માઘ વ્રતોનુ આચરણ, તુલસીવનસેવન, ભગવાનના દ્વાદશાક્ષર( ॐ नमो भगवते वासुदेवाय )મત્રના જપ, એકાદશી વ્રત અને નિત્ય નિયમપૂર્વક ષોડશોપચારથી ભગવાનની ભક્તિપૂર્વક પૂજા કરવાનુ શરૂ કર્યું આ સિવાય બ્રાહ્મણે આવતા-જતા, ખાતા-પીતા, સૂતા-ઊઠતા બધો વખત ભગવાનનુ નામસ્મરણ કરતા કરતા સર્વત્ર સમાન ભાવથી સર્વભૂતસ્થ ભગવાનના દર્શન કરવાનો અભ્યાસ કર્યો આ વ્રતોના પાલન સિવાય તેઓ બીજુ કોઈ કામ જ નહોતા કરતા, આથી કોઈ પાપનો સભવ જ રહ્યો નહિ આમ બ નેને સાધન કરતા કરતા ઘણો સમય વીતી ગયો બ નેની ઇદ્રિયો અને તેમના સમસ્ત કાર્યો ભગવાનને નિમિત્તે થવા લાગ્યા

બ્રાહ્મણ વિષ્ણુદાસ એક વખત રસોઈ બનાવી જમત અને રાત-દહાડો પોતાના સાધનમાં યોજાઈ રહેતા હતા એક દિવસ તેમણે પ્રાત કાળનુ નિત્ય કર્મ પૂરુ કરી રોટલી બનાવી રાખી હતી, તેવામા અકસ્માત્ ત્યાથી રોટલીઓ ઊપડી ગઈ બ્રાહ્મણ ભૂખ્યા તો બહુ હતા, પરતુ બીજી વાર રોટલી બનાવવામા સાધનાના સમયનો ઉપયોગ કરવો અયોગ્ય માની તેઓ તે દિવસે ભૂખ્યા જ રહ્યા બીજે

દિવસે રોટલી બનાવી બ્રાહ્મણ ભગવાનને ભોગ ધરવા ગયા, આવી જુએ છે, તો રોટલીએ નથી. આ પ્રમાણે બ્રાહ્મણની રોટલીઓ ચોરાતાં સાત દિવસ થઈ ગયા. બ્રાહ્મણ ચિંતા કરવા લાગ્યા કે રોજ રોટલીઓ કોણ ચોરી જાય છે. અહીં તો બધા ઋષિમુનિઓ રહે છે. આવું પવિત્ર સ્થાન છોડવું પણ ઠીક નથી. આ તરફ બીજી વાર રસોઈ બનાવવાથી સંધ્યા–દેવપૂજનમાં અડચણ પડે છે. નિત્ય ઉપવાસ કરીને પણ કેટલા દિવસ રહેવાશે? આમ સંકલ્પ–વિકલ્પ કરી અંતે બ્રાહ્મણે નક્કી કર્યું, કે આજે ખાસ ધ્યાન રાખીશ. વિષ્ણુદાસ રસોઈ બનાવી એક તરફ સંતાઈ ગયા, તેમણે જેયુ કે એક ચંડાળ રોટલીઓ ચોરી રહ્યો છે. ચંડાળ–

क्षुत्क्षामं दीनवदनमस्थिचर्मावशेषितम् ।

तमालोक्य द्विजाग्र्योऽभूत् कृपयान्वितमानसः ॥

ભૂખને। માર્યો વ્યાકુળ થઈ રહ્યો હતો, તેના ચહેરા ઉપર દીનતા છવાઈ હતી. શરીર માત્ર ચામડીથી ઢંકાયેલ હાડકાંનો માળખો જ હતું. આ દશામાં ચંડાળને જેઈ બ્રાહ્મણના હૃદયમાં દયા ઉભરાઈ આવી અને સર્વત્ર હરિને જેનારા વિષ્ણુદાસ પ્રગટ થઈ કહેવા લાગ્યા : ‘ઊભો રહે, ઊભો રહે, લૂખું અન્ન કેવી રીતે ખાશે? જે આ ઘી આપું છું, એનાથી રોટલી ચોપડી ખા.’

બ્રાહ્મણને જેઈ ચંડાળ ભયભીત થઈ ભાગ્યો. પાછળ પાછળ બ્રાહ્મણ ઘી લે, ઘી લે, કહેતો દોડ્યો. થોડે દૂર ગયા પછી થાકયોપાક્યો ચંડાળ મૂર્છિત થઈ જમીન ઉપર પડી ગયો. દ્વિજોત્તમ વિષ્ણુદાસ ભય અને ભૂખથી

મૂર્છિત તે ચંડાળને જમીન ઉપર પડેલો જોઈ કૃપાવશ પોતાના ખેસ વડે પવન નાખવા લાગ્યા. એટલામાં વિષ્ણુદાસ જુએ છે, કે ચંડાળના શરીરમાંથી સાક્ષાત્ શંખ, ચક્ર, ગદા અને પદ્મધારી નારાયણ પ્રગટ થયા છે. વિષ્ણુદાસ પ્રેમમાં એટલા ગાંડા થઈ ગયા, કે તેમને તે સમયે પ્રણામ અથવા વંદન કરવાનું કંઈ પણ સૂઝ્યું નહિ. તેઓ ચકિત અને પ્રફુલ્લિત નેત્રોથી પ્રસન્નવદન થઈ કેવળ તે છબી જોવામાં જ મગ્ન થઈ ગયા.

ત્યાર પછી ત્યાં ઇંદ્ર વગેરે સઘળા દેવતાઓ અને સેંકડો ઋષિ–મુનિઓ આવી પહોંચ્યા. સેંકડો વિમાનોથી તે સ્થાન છવાઈ ગયું. ગંધર્વોએ ભગવાનનાં ગુણગાન શરૂ કરી દીધાં. ભગવાન વિષ્ણુએ પોતાના સાત્ત્વિક ભક્ત વિષ્ણુદાસને પ્રેમપૂર્વક આલિંગન કરી તેને વિમાનમાં બેસાડ્યો. ભગવાન અને ભક્તનું મિલન અત્યંત મધુર હતું. વિમાન આકાશમાર્ગે ઊડવા લાગ્યું. યજ્ઞદીક્ષિત ચોલરાજે જોયું કે દરિદ્ર બ્રાહ્મણ વિષ્ણુદાસ કેવળ એક ભક્તિના પ્રતાપથી જ તેની પહેલાં ભગવાનનો સાક્ષાત્કાર કરી વૈકુંઠ જઈ રહ્યો છે. આજે ચોલરાજનો બધો ગર્વ ગળી ગયો! રાજાના મનમાં ધનથી થતાં કાર્યોની જે કંઈ મહત્તા હતી, તે આજે નાશ પામી ગઈ. તેને માટે આ એક મોટો પ્રતિબંધ હતો. રાજાએ ધનને ધિક્કારી ભક્તિની પ્રશંસા કરી અને પોતાના ગુરુ મુદ્ગલ ઋષિને કહ્યું: 'હું જેની સાથે શરત કરી યજ્ઞ, દાન વગેરે કર્મો કરી રહ્યો હતો, તે બ્રાહ્મણ વિષ્ણુદાસ તો આજે વિષ્ણુરૂપ પ્રાપ્ત કરી વૈકુંઠ જઈ રહ્યો છે. હું જે યજ્ઞદીક્ષિત થઈ વિષ્ણુની પ્રીતિ માટે અગ્નિમાં હોમ કરું છું અને અનેક પ્રકારે દાન–પુણ્ય કરું

છું, તેના ઉપર ભગવાન હજી પ્રસન્ન થયા નહિ. હું આજે સમજી ગયો, કે પુષ્કળ ધનથી થનારાં યજ્ઞ–દાન વગેરેથી ભગવાન પ્રસન્ન થતા નથી. ભગવાનની પ્રસન્નતા અને તેમના સાક્ષાત્કારમાં તો ભક્તિ જ મુખ્ય કારણ છે.'

ચોલરાજને કોઈ પુત્ર નહોતો, આથી તેમણે પોતાના ભાણેજને રાજસિંહાસને બેસાડ્યો અને પોતે યજ્ઞભૂમિમાં જઈ યજ્ઞકુંડ પાસે ઊભા રહી ઉચ્ચ સ્વરે ભગવાનને સંબોધી કહ્યું: 'હે ભગવન્! મન, વાણી અને શરીરથી થનારી તમારી અવિચળ ભક્તિ મને આપો!'

આમ કહી રાજા સૌની આગળ યજ્ઞકુંડમાં કૂદી પડ્યો. રાજાએ જીવનપર્યંત ભગવદ્ભક્તિ સહિત સત્કાર્ય જ કર્યાં હતાં, વિષ્ણુયાગનું ફળ પણ હતું જ. ધન–ગર્વનો જ એક પ્રતિબંધ બાધક હતો, તેનો નાશ થતાં જ રાજા પૂર્ણ અધિકારી થઈ ગયો. રાજા યજ્ઞકુંડમાં કૂદી પડતાં જ ભક્ત-વત્સલ ભગવાન વિષ્ણુ યજ્ઞાગ્નિમાંથી પ્રગટ થયા અને રાજાને છાતીએ ચાંપી વિમાનમાં બેસાડ્યો અને દેવતાઓથી ઘેરાઈને રાજાને પોતાની સાથે વૈકુંઠમાં લઈ ગયા!

બોલો ભક્ત અને તેમના ભગવાનનો જય!

## ૮ : બ્રાહ્મણ દેવમાલી

लुब्धा व्यसनिनोऽज्ञाश्च न यजन्ति जगत्पतिम् ।
अजरामरवन्मूढास्तिष्ठन्ति नरकीटका ॥
तडिल्लोलश्रिया मत्ता वृथाहङ्कारदूषिताः ।
न यजन्ति जगन्नाथं सर्वश्रेयोविधायकम् ॥
कर्मणा मनसा वाचा यो यजेद्भक्तितो हरिम् ।
स याति परमं स्थानं सर्वलोकोत्तमोत्तमम् ॥

(बृहन्नारदीय पु० ३३)

'વિષયોના લોભી, વ્યસની અને અજ્ઞાની મનુષ્ય જ જગત્પતિ શ્રીહરિની પૂજા કરતા નથી. તે મૂઢ નરકીટો સમજે છે કે અમે હમેશાં અજર-અમર રહીશું. વૃથા અહંકારથી દૂષિત મનુષ્ય જ વીજળીના ચમકારા જેવા ક્ષણવાર ટકનારા ઐશ્વર્યના મદમાં મસ્ત થઈ સર્વ કલ્યાણપ્રદ જગન્નાથ શ્રીહરિની પૂજા નથી કરતા. જે મનુષ્ય શરીર, મન અને વાણીથી ભક્તિપૂર્વક શ્રીહરિની પૂજા કરે છે, તે સર્વ લોકોથી ઉત્તમોત્તમ પરમધામ પામે છે.'

રૈવત દેશમાં દેવમાલી નામનો એક બ્રાહ્મણ રહેતો હતો. તે વેદવેદાંગનો જાણકાર, સર્વ જીવો પ્રત્યે દયાળુ અને ભક્તિપૂર્વક ભગવાનની પૂજા કરનાર હતો; પરંતુ ઘરમાં તથા ધનમાં તેને ખૂબ આસક્તિ હતી. આ આસક્તિને વશ

થઈ તે ધનની ઇચ્છાથી તેલ વગેરે રસ દ્રવ્ય વેચતો હતો અને ચંડાળ વગેરે પાસેથી પણ દાન લેતો હતો. તે પોતાનાં તપ, વ્રત અને ધર્મને પણ ધન ખાતર વેચ્યા કરતો હતો. થોડા સમય પછી તેને યજ્ઞમાલી અને સુમાલી નામના બે સુંદર પુત્રો થયા. પુત્રો મોટા થતાં દેવમાલી અત્યંત સ્નેહપૂર્વક તેમને પણ ધન કમાવાના ભાતભાતના ઉપાય બતાવવા લાગ્યો. આ ગડભાંજમાં જીવન વીતતાં વીતતાં વૃદ્ધાવસ્થા આવી. એક દિવસ તેણે વિવિધ ઉપાયોથી કમાયેલું ધન ગણવા માંડ્યું. કરોડો સોનામહોરો ગણી તે મનોમન અત્યંત આનંદ પામીને ઘણા જ આશ્ચર્યથી કહેવા લાગ્યો, કે 'અહો! વિવિધ પ્રકારના સારાખોટા ઉપાયોથી મેં આટલું બધું ધન એકઠું કર્યું; તોપણ મારી ધનની તૃષ્ણા હજી શાંત થઈ નહિ. આજે પણ હું એ તૃષ્ણાવશ થઈ ઘરમાં સોનાનો પહાડ જોવા ઇચ્છું છું. આટલું ધન હોવા છતાંયે તૃષ્ણાને લીધે મારા મનમાં ક્ષણવાર પણ શાંતિ નથી. હું રાત–દહાડો બળ્યા કરું છું. બહારથી કોઈને મારામાં કશું દુઃખ જણાતું નથી; પરંતુ હું રાતદહાડો પોતાને કષ્ટો અને દુઃખોથી ઘેરાયેલો જોઉં છું. હું હવે સમજ્યો. આ ધનની તૃષ્ણા જ મારા સઘળા ક્લેશોનું કારણ છે. જેને ધનની તૃષ્ણા છે, તે સર્વ કંઈ પ્રાપ્ત કરવા છતાંયે વળી વિશેષ મેળવવાને માટે સદા લલચાતો રહે છે. વૃદ્ધાવસ્થામાં મનુષ્યની આંખો, કાન, દાંત વગેરે બધું અશક્ત બની જાય છે; પરંતુ આ ધનની લાલસા તો તે વખતે વળી વિશેષ તરુણ જણાય છે. આથી આજે વૃદ્ધાવસ્થાને કારણે મારી બધી ઇંદ્રિયોનું બળ નાશ પામવા છતાંયે હું ધનની લાલસાને વળી વિશેષ

વધેલી જોઉં છું. જેને ધનની લાલસા લાગી છે, તે બુદ્ધિમાન હોવા છતાં પણ મૂઢ છે, શાંત હોવા છતાં પણ ક્રોધી છે અને વિદ્વાન હોવા છતાં પણ સૌની આગળ મૂર્ખ બને છે. ધનની ઇચ્છા મનુષ્ય માટે અજેય શત્રુ સમાન છે. એને જ લીધે પાપતાપની વૃદ્ધિ અને બંધુત્વનો અભાવ થાય છે. બળ, તેજ, યશ, વિદ્યા, શૂરાતન, દૃઢતા, કુલીનતા અને માન-બધાને આ ધનની તૃષ્ણા તરત હરી લે છે. જે ધનની લાલસામાં ફસાયેલા છે. તેમનું હૃદય નિરંતર શોકથી વ્યાકુળ અને મહામોહથી ઢંકાયેલ રહે છે. ધનનો લોભી કોઈ પણ પાપને પાપ સમજતો નથી; અપમાન, ક્લેશ સર્વ કંઈ સહન કરીને પણ તે ધન માટે પાપપૂર્ણ પ્રયત્નો કર્યા કરે છે. હા, મેં મારી આખી ઉંમર ધનની લાલસામાં કેવી રીતે ગુમાવી દીધી! કોણ જાણે મેં કેટલાંયે પાપ ભેગાં કર્યાં છે! હવે વૃદ્ધાવસ્થા આવી છે. શરીર જીર્ણ થઈ ગયું છે. ઇંદ્રિયોની શક્તિ નાશ પામવા લાગી છે, હજુ પણ શું હું નહિ ચેતું?' આમ વિચાર કરતાં કરતાં પશ્ચાત્તાપથી બ્રાહ્મણનું હૃદય ઊભરાઈ ગયું. તે પોતાની કરણી યાદ કરી પસ્તાવા લાગ્યો અને શ્રીભગવાનને પોતાના છુટકારા માટે ભયભીત કંઠે અને કરુણ સ્વરે પ્રાર્થના કરવા લાગ્યો.

પશ્ચાત્તાપની આગથી પાપોનું પ્રાયશ્ચિત્ત થવા લાગ્યું અને ભગવત્સ્મરણ અને ભગવાનની પ્રાર્થનાથી આધ્યાત્મિક બળની પ્રાપ્તિ થઈ. આ પ્રમાણે કરતાં કરતાં થોડા સમય પછી એક દિવસ બ્રાહ્મણે નિશ્ચય કર્યો, કે હવે બાકીનું જીવન ભગવાનના ભજનમાં જ ગાળવું છે. ભગવાને ગીતામાં પ્રતિજ્ઞા કરી કહ્યું છે કે, 'મહાન પાપી પણ જો (પાપો

ાડી દઈ) બાકીનું જીવન મારા ભજનમાં ગાળવાનો
ારી રીતે નિશ્ચય કરી અનન્ય ભાવથી મને ભજે છે, તો
. તરત જ ધર્માત્મા થઈ જાય છે અને શાશ્વત (નિત્ય)
રમ શાંતિ પામે છે. હે અર્જુન! તું સત્ય જાણ કે મારા
ાક્તનો કદી નાશ થતો નથી. આ સિદ્ધાંત પ્રમાણે દેવ-
ાલીએ પણ ભગવાનના ભજનમાં જોડાવાનો નિશ્ચય કરી
ૌથી પહેલાં ધનના ચાર ભાગ કર્યા. ધન પોતાનું કમાયેલું
ાવાથી બે ભાગ તો પોતા માટે રાખી લીધા અને
ાકીના બે ભાગ બંને પુત્રોને વહેંચી દીધા. પોતા માટે
ાખેલા ધનમાંથી તેણે મંદિર, તળાવ, કૂવા, ધર્મશાળા
ગેરે બંધાવ્યાં, સ્થળે સ્થળે વૃક્ષ ઉગાડ્યાં અને ગંગાકિનારે
ાન્નદાનની વ્યવસ્થા કરી. આ પ્રમાણે તરત જ પોતાના
ાકળ ધનને સત્કાર્યમાં યોજી તે તપશ્ચર્યા માટે શ્રીનર-
ારાયણની લીલાભૂમિ બદરિકાશ્રમ ચાલ્યો ગયો.

બદરિકાશ્રમના મહાન વનમાં દેવમાલીએ મુનિઓનો
ાક સુંદર આશ્રમ જોયો. આશ્રમની ચારે બાજુ પુષ્પો
ાને ફળોથી સુશોભિત વૃક્ષોની હારો હતી. શાંત ચિંતનમાં
ામગ્ન, ભગવત્સેવાપરાયણ વૃદ્ધ મુનિઓ પરબ્રહ્મ ભગ-
ાનની વૈદિક સ્તુતિઓથી આશ્રમને પવિત્ર કરી રહ્યા
તા. દેવમાલીએ જોયું, મુનિમંડળીની વચમાં એક શાંત-
ર્તિ, રાગદ્વેષ વગેરેથી રહિત અને શમાદિ ગુણોવાળા
જઃપુંજ મહાત્મા બેઠા બેઠા ભગવાનની સ્તુતિ ગાઈ રહ્યા
તા. તેમને જોઈ દેવમાલીએ મહાત્માનાં ચરણોમાં પ્રણામ
ાર્યાં. મહાત્મા મુનિનું નામ જાનન્તિ હતું, તેઓ મહા-
પસ્વી હતા. માત્ર સૂકાં પાન ખાઈ રહેતા હતા. દેવ-
ાલીને જોઈ મુનિવર જાનન્તિએ તેને પોતાની પાસે

બેસાડ્યો અને કંદમૂળ-ફળ વગેરેથી નારાયણબુદ્ધિથી તેનો અતિથિસત્કાર કર્યો. ત્યાર પછી દેવમાલીએ પોતાના જીવનનો સમસ્ત ઇતિહાસ સંક્ષેપમાં સંભળાવી ઘણા જ નમ્ર શબ્દોમાં મુનિવરને કહ્યું : 'ભગવન્! આજે મારાં બધાં પાપો નાશ પામી ગયાં છે, અને આપનાં દર્શનથી હું કૃતાર્થ થયો છું. હે મહાભાગ! હવે મને જ્ઞાનદાન દઈ મારો ઉદ્ધાર કરો.' દેવમાલીનાં વચન સાંભળી મુનિ સત્તમ જાનન્તિએ હસતાં હસતાં અત્યંત સ્નેહપૂર્વક કહ્યું : 'હે બ્રાહ્મણ! હું તને ઉદ્ધારનો માર્ગ બતાવું છું, તે ધ્યાન દઈ સાંભળ અને તે પ્રમાણે કર. જો તું મારા કહ્યા પ્રમાણે કરીશ તો અવશ્ય તને દુર્લભ પરમ પદની પ્રાપ્તિ થશે.'

નિત્ય-નિરંતર પરમ પ્રભુ ભગવાન નારાયણ વિષ્ણુનું સ્મરણ અને ભજન કરો. કોઈના દોષોનું વર્ણન અને ચાડીચુગલી કદી ન કરો. હમેશાં પરોપકારમાં જોડાઈ રહો. શ્રીહરિમાં પૂજાપરાયણ થઈ જાઓ, મૂર્ખાઓની સોબત છોડી દો. કામ, ક્રોધ, લોભ, મત્સર અને મદનો ત્યાગ કરી, બધાં પ્રાણીઓને પોતાના આત્મા સમાન સમજો. કદી કોઈને કઠોર વચન ન કહો, કોઈની સાથે નિર્દયતાનો વ્યવહાર ન કરો, દ્વેષ અને પરનિંદા કદી ન કરો. દંભ અને અહંકારનો ત્યાગ કરી સર્વ ભૂતો પ્રત્યે દયા રાખો અને સત્પુરુષોની સેવા કરો. પાપીઓને પાપમાંથી છોડાવવાનો પ્રયત્ન કરો. તેમને ધર્મથી અનુભવેલો સાચો માર્ગ બતાવો. દરરોજ અતિથિઓની આત્મવત્ સેવા કરો. પત્ર, પુષ્પ, ફળ, માળા વગેરે વડે નિષ્કામભાવથી જગન્નાથ નારાયણની પૂજા કરો. દેવતાઓ, ઋષિઓ અને પિતૃગણોનું વિધિપૂર્વક તર્પણ અને અગ્નિની યથાયોગ્ય સેવા કરો. સ્વસ્થ ચિત્તે

ભગવાનના મંદિરની સાફસૂફી, ભાંગેલાં મંદિરોનો જીર્ણોદ્ધાર અને મંદિરમાં દીપદાન વગેરે કરો. કંદ-મૂળ-ફળ, પ્રદક્ષિણા, નમસ્કાર અને સ્તોત્રપાઠ વડે ભગવાન વિષ્ણુની પૂજા, પુરાણશ્રવણ, પુરાણપાઠ અને હમેશાં વેદાંતનું અધ્યયન કરો. એ ઉપાયોથી તરત જ અત્યુત્તમ પરમ જ્ઞાનની પ્રાપ્તિ થશે અને તેનાથી તમારાં દુઃખો અને પાપોનો તદ્દન નાશ થઈ જશે.

ગુરુવર મુનિ જાનન્તિનાં વચન સાંભળી તેમની આજ્ઞા પ્રમાણે દેવમાલી સાધનામાં જોડાઈ ગયો. જ્યારે જ્યારે શંકા થતી ત્યારે ત્યારે ગુરુને પૂછી તે પોતાના સંદેહનો ખુલાસો કરી લેતા. આ પ્રમાણે સાધના કરતાં કરતાં ભગવાનની કૃપાથી દેવમાલીને ભગવાનનું યથાર્થ જ્ઞાન થઈ ગયું અને અંતે ગુરુની આજ્ઞાથી ભગવાન વિશ્વનાથની વારાણસીપુરીમાં જઈ દેવમાલીએ ભગવાનનું પરમ પદ પ્રાપ્ત કર્યું !

બોલો ભક્ત અને તેમના ભગવાનનો જય.

## ૯ : ભક્ત ભદ્રતનુ અને તેના ગુરુ દાન્ત

પ્રાચીનકાળની વાત છે. પુરુષોત્તમપુરીમાં ભદ્રતનુ નામનો એક બ્રાહ્મણ રહેતો હતો. તે દેખાવમાં ઘણો સુંદર, સદાચારી, પ્રિય અને મધુર બોલનાર હતો. અને પવિત્ર કુળમાં ઉત્પન્ન થયેલો હતો. માતા–પિતા બાળપણમાં જ તેને છોડી પરલોક સિધાવી ગયાં હતાં. કોઈ સંરક્ષક અને માર્ગદર્શક નહિ રહેવાથી તે ધીરેધીરે કુસંગતમાં પડી ગયો. જુવાનીના જોશમાં મનુષ્ય વિવેકહીન થઈ જાય છે. પછી કોઈ સંભાળનારું ન હોય, પાસે પૈસા હોય અને નઠારી સોબત મળી જાય, એટલે તો પૂરેપૂરું ગાંડપણ જ આવી જાય છે. ભદ્રતનુ પણ ખરાબ સોબતમાં પડી ગયો અને સત્સંગ, સ્વાધ્યાય અને નિત્યકર્મના ત્યાગથી તેનું જીવન તદ્દન ઉચ્છૃંખલ થઈ ગયું. તેણે બ્રાહ્મણના આચાર, સત્ય ભાષણ, ગુરુ તથા અતિથિઓની પૂજા વગેરે બધાં સત્કર્મ છોડી દીધાં, ધર્મનિંદા, પરધન અને પરસ્ત્રીમાં પ્રેમ, જુગાર, ચોરી અને દારૂ વગેરે સઘળા દોષો ક્રમે ક્રમે તેનામાં આવી ગયા. તે પરલોકનો અને ઈશ્વરનો ભય છોડીને પૂરો પાખંડી બની ગયો !

શહેરથી થોડે દૂર સુમધ્યા નામની એક પરમ સુંદર વેશ્યા રહેતી હતી. ખોટી સોબતમાં પડવાને લીધે તેનું પતન થયું હતું. અને તેને ઘૃણિત વેશ્યાવૃત્તિ સ્વીકારવી પડી હતી; પરંતુ તેના મનમાં તેના આ ધંધા તરફ અત્યંત તિરસ્કાર હતો. મનોમન તે પોતાની પતિત અવસ્થા ઉપર હમેશાં પસ્તાયા કરતી અને તેનાથી છૂટવાનો

માર્ગ શોધ્યા કરતી હતી. તે પ્રયત્ન કરતી, પણ પરિસ્થિતિને લીધે તે સફળ થતી નહિ. એક વાર મનુષ્યનું પતન થઈ ગયા પછી ફરીથી તેની ઉન્નતિ થવી ઘણી મુશ્કેલ થઈ જાય છે. ઘણી ભીડમાં જે પડી જાય છે, તે ઘણે ભાગે ભીડમાં કચરાઈ જાય છે; ઊઠી ઊભા થવાનો પણ તેને અવકાશ મળતો નથી. કંઈક એવી જ સ્થિતિ સુમધ્યાની હતી; પરંતુ તે હિંમત હારી નહિ. અને સતત પ્રયત્નમાં જોડાઈ રહી. તેના હૃદયમાં ધર્મ, પરલોક અને ઈશ્વર ઉપર ખૂબ શ્રદ્ધા હતી. તે એકાંતમાં રડીરડીને સરળ અંતઃકરણથી હમેશાં ભગવાનને પોતાના ઉદ્ધાર માટે પ્રાર્થના કરતી હતી. સંસારમાં કોણ જાણે કેટલાંયે એવાં માણસો હશે કે, જેઓ બિચારાં પરિસ્થિતિમાં મૂકાઈ જઈ ખરાબ કર્મો કરી બેસે છે; પરંતુ જેનું હૃદય બહુ સારું હોય છે અને જે હમેશાં દુર્ગુણો સાથે લડ્યા કરે છે, અને પોતાને તે દશામાંથી કાઢવાનો પ્રયત્ન કર્યા કરે છે; તેની સમાજ તો ખરાબ સમજી ઘૃણા કરે છે; પરંતુ કેટલીક વાર તો તિરસ્કાર કરનારા કેટલાયે મનુષ્યોથી તેનું હૃદય કેટલુંયે ઉચ્ચ અને પવિત્ર હોય છે !

ભદ્રતનુને સુમધ્યા ઉપર અત્યંત પ્રેમ હતો. તેના પ્રેમમાં વિષયલંપટતા જ મુખ્યત્વે હતી. તે તેના રૂપાગ્નિનું પતંગિયું બની રહ્યો હતો; પરંતુ સુમધ્યાની એવી સ્થિતિ નહોતી. તેણે જાગ્રત હૃદયથી જ ઘણી જગાએથી ગભરાઈને એક ભદ્રતનુને જ પોતાનું શરીર સોંપ્યું હતું. અને તે વખતોવખત ભદ્રતનુને અત્યંત પ્રેમથી સમજાવી–પટાવી જુગાર, દારૂ વગેરે દોષોનાં ભયંકર

પરિણામો બતાવી તેને દોષમુક્ત કરવાનો પ્રયત્ન પણ કર્યા કરતી હતી. તેના મનમાં બ્રાહ્મણકુમારના પતનથી ઘણું દુઃખ થતું હતું. જોકે સુમધ્યાની પાસે આવતા પહેલાં જ ભદ્રતનુ વ્યભિચારી થઈ ચૂક્યો હતો; પરંતુ સુમધ્યા તેના આ પતનમાં પણ પોતાને જ કારણરૂપ માની હૃદયમાં બળ્યા કરતી હતી. પરંતુ પેટનો સવાલ હતો અને તેને એવી આશા પણ નહોતી કે મારા સમજાવવાથી ભદ્રતનુ માની જ જશે અને બીજે ક્યાંય મોં કાળું કરવા નહિ જાય; તેથી તે વારંવાર મન મનાવી રહેતી ને ભદ્રતનુને વ્યભિચાર છોડવા કંઈ પણ કહેતી નહિ.

આજે ભદ્રતનુના પિતાનું શ્રાદ્ધ છે. શ્રાદ્ધમાં શ્રદ્ધા-ભક્તિ ન હોવા છતાં, પણ લોકલાજના ભયથી ભદ્રતનુ શ્રાદ્ધ કરાવી રહ્યો છે; પરંતુ તેનું ચિત્ત સુમધ્યામાં જોડાયેલું છે. જેમ જેમ વિલંબ થાય છે, તેમ તેમ તેના ચિત્તની ચંચળતા અને અકળાટ વધતાં જ જાય છે. શ્રાદ્ધના કાર્યથી કોઈ પણ રીતે પરવારી તે સુમધ્યાને ઘેર ગયો. અંધારી રાત હતી, વરસાદ વરસતો હતો; પરંતુ તેને કામવશ કંઈ પણ સૂઝ્યું નહિ. સુમધ્યાને ઘેર જઈ તે કહેવા લાગ્યો : 'પ્રિયા! આજે મારા પિતાનું શ્રાદ્ધ હતું, તેથી મને વાર થઈ છે; પરંતુ મારું મન જ જાણે છે કે, હું આટલી વાર સુધી ત્યાં કેવી રીતે રહ્યો છું. શ્રાદ્ધમાં મને રતીભાર પણ શ્રદ્ધા નથી; નથી તો હું કોઈ દેવતા અથવા તીર્થ માનતો. મારે તો ગામના લોકોના ડરથી જ આડંબર કરવો પડ્યો. મારું તો યજ્ઞયાગ, જપ, તપ, કુળ, યશ, નીતિ સર્વ કંઈ તું જ છે. હું તારે શરણે છું. તારો ખરીદ્યા વિનાનો ગુલામ છું. તું જે કહીશ તે કરીશ; પરંતુ

તારા વિના એક ક્ષણુ વાર પણુ મારાથી રહેવાતું નથી. પ્રિયા ! તારા મુખચંદ્ર આગળ ચંદ્રમા બિચારો શી વિસાતમાં છે? મને તો નથી કોઈ તીર્થની જરૂર કે નથી કોઈ દેવતાની જરૂર. હું તો તારા જ પ્રેમતીર્થમાં નાહી સ્વર્ગસુખનો ઉપભોગ કરીશ! દેવતા પરલોકમાં ફળ આપે છે; પરંતુ તારી કૃપાથી મને તો અહીં જ નંદનવનનો આનંદ મળે છે, માટે મારો સ્વીકાર કર.'

સુમધ્યા સાંભળી રહી હતી અને મનોમન ભદ્રતનુની મૂર્ખતા ઉપર દયા ખાતી હતી. તેણે વિચાર્યું, કેવો મોહ ! હાડમાંસના આ શરીર ઉપર કેટલી બધી આસક્તિ છે! કામનો કેટલો બધો મહિમા છે! અહો ! કામી પુરુષનું કેટલું ભયંકર પતન થયેલું છે, કે તેણે સ્ત્રીના દોષપૂર્ણ શરીરનું જ વર્ણન કરવામાં પોતાની વિદ્યાબુદ્ધિનો દુરુપયોગ કર્યો !

> કુચ આમિષકી ગાંઠ, કનકકે કલસ કહત છબિ,
> મુખ નિત કફકો ધામ, કહત સસિકે સમાન કબિ.
> ઝરત મૂત્ર અરુ ધાતુ, ભરી દુર્ગંધ ઠૌર સબ,
> તાકો ચંપક-બેલ કહત, રસરેલ ઠેલ દબ.
> યહ નારિ નિહારી નિંદતનુ બૂંહકે બિષયી બાવરે,
> યાકો બઢાય વાકો બિરદ બોલે બહુત ઉતાવરે.
> (પ્રતાપસિંહજી)

હવે સુમધ્યાથી રહેવાયું નહિ, તેણે ગુસ્સામાં આવી કહ્યું: 'હે બ્રાહ્મણ! તને ધિક્કાર છે! તારા જેવા પુત્ર કરતાં તો તારા પિતા પુત્રહીન હોત તો જ સારું હતું કે, તું આજે તેમના શ્રાદ્ધને દિવસે વેશ્યાના રૂપ ઉપર મોહિત થઈ નરકકુંડમાં પડવા આવ્યો છે!! તેં શાસ્ત્રો વાંચ્યાં

હતાં. શાસ્ત્રોનાં એ વચનો તું શું ભૂલી ગયો, કે જે મનુષ્ય શ્રાદ્ધને દિવસે સ્ત્રી-સંભોગ કરે છે, તેના પિતૃઓને પરલોકમાં અને તેને પોતાને વીર્યભક્ષણ કરવું પડે છે.* મારા શરીરમાં એવી કઈ સુંદર અને પવિત્ર વસ્તુ છે, કે જેના ઉપર તું આટલો બધો ગાંડો થઈ રહ્યો છે? અરે, વિચાર તો કર, કે :

કામિની કો અંગ અતિ મલિન મહા અસુદ્ધ,
રોમ રોમ મલિન, મલિન સબ દ્વાર હૈં.
હાડ-માંસ-મજ્જા મેદ ચામસોં લપેટિ રાખે,
ઠૌર ઠૌર રક્તકે ભરેઈ ભંડાર હૈં.
મૂત્ર ઔ પુરીષ આંત એકમેક મિલિ રહી,
ઐસે હી ઉદર માહિં બિબિધ બિકાર હૈં.
સુંદર કહત, નારી નખ સિખ નિંદારૂપ,
તાહિ જો સરાહૈં સો તો નિપટ ગંવાર હૈં.
ઉદર નરક, અધ દ્વારનમેં નરક ઔ—
કુચનમેં નરક, નરક ભરી છાતી હૈં.
કંઠમેં નરક, ગાલ ચિબુક નરક બિંબ,
મુખમેં નરક, જીભ લારહૂ ચુવાતી હૈ.
નાકમેં નરક, આંખ કાનમેં નરક ચુવૈ,
હાથ-પાંવ નખસિખ, નરક દિખાતી હૈ.
સુંદર કહત, નારી નરકકો કુંડ યહ,
નરકમેં જાઈ પરે સોઇ નરક પાતી હૈ.
(સુંદરદાસજી)

આ પ્રકારના તિરસ્કરણીય શરીરમાં તને સૌંદર્યનો મિથ્યા ભ્રમ શા માટે થઈ રહ્યો છે? શું મનુષ્યદેહ પાપ

* दुर्मते मैथुन यस्तु कुरुते पितृवासरे ।
रेतोभोजिन एव स्युः पितरस्तस्य सोऽपि च ॥

વિષ્ણુની માયા અત્યંત બળવાન છે, કે જેનાથી લોકો પાપોમાં ઊલટા આનંદ માને છે. હે દુરાશયવાળા માનવી! તું તારા શરીરમાં પાપને સ્થાન આપ નહિ. જેમ અગ્નિ પોતાના આશ્રિતને બાળી નાખે છે, તે જ પ્રમાણે પાપ પણ પોતાના આશ્રિતને ભસ્મ કરી નાખે છે.

'ભાઈ, વિચાર કર અને તારા મનને મારામાંથી દૂર કરી ભગવાનમાં જોડી દે. જે ભગવાનને શરણે જઈ ભગવાનને ભજે છે, તે ભગવાનની દુસ્તર માયામાંથી સહેજે પાર ચાલ્યા જાય છે. ભગવાન અત્યંત દયાળુ છે! તેઓ તને આશરો આપશે.' આમ કહી સુમધ્યા ચૂપ થઈ ગઈ અને તેનું હૃદય વૈરાગ્યથી ભરપૂર બની ગયું!

સુમધ્યાનાં વચનોએ ભદ્રતનુના મન ઉપર જાદૂઈ અસર કરી. તેની આંખો ઊઘડી ગઈ. તે મનોમન અત્યંત ગંભીરતાથી પોતાની સ્થિતિ ઉપર વિચારવા લાગ્યો: 'હાય! હું મહામૂર્ખ છું. એક વેશ્યામાં જેટલું જ્ઞાન છે, તેટલું પણ આ દુરાત્મામાં નથી! મેં બ્રાહ્મણના શુદ્ધ વંશમાં જન્મ લઈ હમેશાં પીડા આપનારાં પાપો જ ભેગાં કર્યાં. જ્યારે મૃત્યુ નક્કી જ છે, જ્યારે મૃત્યુ પછી પાપની સજા ભોગવવા યમરાજને અધીન થવાનું નક્કી જ છે, ત્યારે મારે શા માટે પાપ કરવું જોઈએ? હા! મેં તો જપ, તપ, હવન, વેદાધ્યયન, બ્રાહ્મણાચાર, અતિથિસેવન, ગુરુભક્તિ, બ્રાહ્મણોનું યજન-પૂજન, પિતૃયજ્ઞાદિ કર્મ અથવા ભગવાન શ્રીપતિની ઉપાસના વગેરે કંઈ પણ ન કર્યું. હા! મને ઉત્તમ ગતિ કેમ કરીને મળશે?' આ પ્રમાણે ચિંતામાં ડૂબેલ ભદ્રતનુ પોતાને જાગ્રત કરનારી સુમધ્યા પ્રત્યે પૂજ્ય ભાવથી પ્રણામ કરીને ત્યાંથી ઊઠી છાનોમાનો ચાલી

નીકળ્યો. સુમધ્યાએ પણ તે જ ક્ષણથી વેશ્યાવૃત્તિ છોડી હંમેશ માટે શ્રીભગવાનમાં મનને તલ્લીન કરી દીધું.

ભદ્રતનુ મનોમન પોતાની નિંદા કરતો કરતો જિજ્ઞાસુ ભાવથી સર્વધર્મજ્ઞ મહાત્મા માર્કંડેય પાસે ગયો અને તેમનાં ચરણોમાં પ્રણામ કરી કહેવા લાગ્યો: 'ભગવન્! હું પાપીઓનો સરદાર છું; મેં બ્રાહ્મણવંશમાં જન્મ લઈને પણ બ્રાહ્મણના આચારોનું પાલન કર્યું નથી; હંમેશાં પર-હિંસા, પરધન અને પરસ્ત્રીના સેવનમાં જ જોડાઈ રહ્યો. મેં મોટાં મોટાં પાપો કર્યાં છે. પુણ્યકર્મ તો ભૂલ્યે ભટકયે પણ કર્યું નથી. હવે મારો આ ઘોર અને ભયંકર દુઃખપ્રદ સંસાર–સાગરમાંથી કેવી રીતે છુટકારો થશે? હે બ્રહ્મવિદ્‌શ્રેષ્ઠ! આપ કૃપાળુ છો. હું આપને શરણે આવ્યો છું, મારો આપ ઉદ્ધાર કરો.'

માર્કંડેયે ભદ્રતનુની વાત સાંભળી ઘણા જ સ્નેહ-પૂર્વક કહ્યું: 'હે બ્રાહ્મણ! તું પાપો કરનાર હોવા છતાં પણ મહાપુણ્યાત્મા જણાય છે. પાપોનું સ્મરણ પશ્ચા-ત્તાપ, પાપો ઉપર તિરસ્કાર, પાપ છોડવાનો નિશ્ચય અને સંસાર–સાગરમાંથી તરવાની જિજ્ઞાસા મહાપુણ્યના બળથી થયા કરે છે. સંસારમાં મોટા ભાગના લોકો તો પાપને પાપ સમજતા નથી અને હર્ષપૂર્વક રાતદહાડો વિષય-સેવન તથા પાપાચારમાં જ જોડાઈ રહે છે. તારી આવી પવિત્ર બુદ્ધિ થઈ છે; તેથી જણાય છે કે ભગવાન તારા ઉપર અત્યંત પ્રસન્ન છે. જે પહેલાં પાપ કરીને પણ પાછળથી પાપથી નિવૃત્ત થઈ ભગવાનના ભજનમાં જોડાય છે, તેને અચ્યુતસેવી ઉત્તમ પુરુષ જ કહેવો જોઈએ. ભગવાન પોતાના ભક્તને પાપમાં પડેલો જોઈ તેને બચાવવા માટે

અને સદ્ગતિની પ્રાપ્તિ કરાવવા માટે ઉત્તમ બુદ્ધિ આપ્યા કરે છે. તેં પ્રત્યેક જન્મમાં ભગવાની પૂજા કરેલી છે; તેથી તારું જલદી કલ્યાણ થશે એમાં કંઈ જ સંદેહ નથી; પરંતુ હું આ વખતે અનુષ્ઠાનમાં છું; તેથી તારી સાથે વધારે વાતો કરી શકીશ નહિ. તું દાંત નામના દ્વિજ-રાજ પાસે જા. તે સર્વતત્ત્વજ્ઞ છે. ત્યાં જ તને યોગ્ય ઉપદેશ મળશે.'

માર્કંડેયની આજ્ઞા પ્રમાણે ભદ્રતનુ દાંત મુનિના પરમ રમ્ય અને પવિત્ર આશ્રમમાં ગયો. દાંત મુનિ શિષ્યોથી ઘેરાયેલા આશ્રમમાં વિરાજમાન હતા. ભદ્રતનુએ ત્યાં જઈ દાંતનાં ચરણોમાં મસ્તક મૂકીને પ્રણામ કર્યાં અને સ્તવન પછી દાંત મુનિએ પૂછતાં સરળ, નિઃસંકોચ ભાવથી તેણે કહ્યું: 'હે મહાભાગ્યવાન! હું જાતનો બ્રાહ્મણ છું; પરંતુ બ્રાહ્મણના આચારથી સર્વથા દૂર છું. મારું નામ ભદ્રતનુ છે; મેં જીવન પર્યંત પાપકર્મો જ કર્યાં છે. હે બ્રહ્મન્! આપ સર્વજ્ઞ છો, મને કૃપા કરી કહો કે આ પાપીને માટે સંસાર-બંધનથી છૂટવાનો શો ઉપાય છે?'

દયાળુ દાંતે સ્નેહપૂર્વક ભદ્રતનુને કહ્યું: 'ભાઈ! તારી આવી બુદ્ધિ થઈ છે, એ ભગવાનની મોટી કૃપા જ છે. હું હવે તને એ ઉપાયો બતાવું છું, કે જેનાથી જીવનું સંસાર-બંધન સહેજે છેદાઈ જાય છે. એ ઉપાયો આ રહ્યા:

૧. પાખંડનો તદ્દન ત્યાગ કરો.

૨. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, અસત્ય અને પરહિંસાનો પ્રયત્નપૂર્વક ત્યાગ કરો.

૩. દયાવાળા, શાંતિવાળા અને દમનશીલ થાઓ. સર્વત્ર સમદૃષ્ટિ રાખી સદા ભગવાન શ્રીકેશવને શરણે

જઈ તેમની આરાધના કરો.

૪. ભક્તિયુક્ત થઈ નિરંતર ભગવાન શ્રીમહાવિષ્ણુનાં નામોનું સ્મરણ કરતાં કરતાં શ્રેષ્ઠ અહોરાત્ર વ્રત કરો.

૫. દરરોજ અન્નદાન, જળદાન અને નિત્ય પંચ મહાયજ્ઞ કરો.

૬. દરરોજ શ્રીહરિની કથા સાંભળો અને તેમના દ્વાદશાક્ષર મંત્રનો શ્રદ્ધાપૂર્વક જપ કરો. આ સાધનો વડે તને સર્વોત્તમ જ્ઞાનની પ્રાપ્તિ થશે અને તેનાથી તું મુક્ત થઈ જશ.'

દાંત ઋષિનાં આ વચનો સાંભળી ભદ્રતનુએ કહ્યું: 'ભગવન્! હું અતિશય મૂઢ-અજ્ઞાન છું. મને બધાનું વિવરણ સ્પષ્ટપણે સમજાવો. હું આપની કૃપાથી અવશ્ય પરમ ગતિ પામીશ.' આથી દાંતે પરમ પ્રસન્ન થઈ વિવરણ કરવાનું શરૂ કર્યું. દાંત બોલ્યા :

૧. વેદશાસ્ત્રમાં કહેલાં કર્મોનો પરિત્યાગ કરી બીજાં કર્મ કરનારો અને પોતાના આચાર છોડનાર પાખંડી છે; અને વેદશાસ્ત્રમાં કહેલાં કાર્યો કરનાર, પોતાના આચારોનુ પાલન કરનાર અને પાપની ઇચ્છા ન રાખનારો મનુષ્ય સજ્જન છે.

૨. કામિની-કાંચન વગેરે વિષયોની ઇચ્છાને કામ કહે છે; પોતાની નિંદા સાંભળીને અથવા મનને પ્રતિકૂળ કાર્ય થતાં હૃદયમાં જે બળતરા થાય છે, તેને ક્રોધ કહે છે. ક્રોધ સઘળા ધર્મોનો નાશ કરે છે; બીજાનાં ધન વગેરે જોઈ તેને મેળવવાની જે ઇચ્છા થાય છે, તેનું નામ લોભ છે; મારી માતા, મારા પિતા, મારી સ્ત્રી, મારો પતિ, મારું ઘર આ પ્રકારની મમતાનું નામ મોહ છે; હું

મહાત્મા છું, ધનવાન છું, મારા જેવો પૃથ્વી ઉપર કોણ છે? હૃદયના આ પ્રકારના ભાવ મદ કહેવાય છે; લોકો હમેશાં મારી નિંદા કરે છે, તેથી મારા જીવનને ધિક્કાર છે. એવા મનના ભાવને તથા મારાથી બીજો વધારે ધનવાન, શ્રેષ્ઠ શા માટે છે, હું જ સૌથી વધારે ધનિક, શ્રેષ્ઠ કેમ ન થાઉં, એવા ભાવને મત્સર કહે છે; બધા લોકોને સુખ આપનારાં હિતકારી અને યથાર્થ વચનોનું નામ સત્ય છે; જે એથી ઊલટું છે, તે જ અસત્ય છે અને બીજાનાં ઐશ્વર્ય, સ્ત્રી, પુત્ર, શરીર, ધન વગેરેના નાશની ચિંતાનું નામ હિંસા છે. આ બધાનો ત્યાગ કરવો જોઈએ.

૩. બીજાના દુઃખને યત્નપૂર્વક દૂર કરવાની ઇચ્છાને દયા કહે છે; સ્વલ્પ અથવા જે કંઈ મળી જાય તેમાં સંતુષ્ટ રહેવાનું નામ શાંતિ છે; ખરાબ કાર્યોથી ચિત્તને હઠાવી લેવાનું નામ દમ છે; સુખદુઃખ તથા મિત્ર-શત્રુ વગેરેમાં સમદૃષ્ટિ એ જ સમદૃષ્ટિ છે અને ભગવાનનો આશરો લઈ નૈવેદ્ય, ગંધ-ધૂપાદિ દ્વારા પરમ શ્રદ્ધાપૂર્વક શ્રીહરિની પૂજા કરવી, એ જ આરાધના છે.

૪. મધ્યાહ્ન અને રાત્રિના ભોજનનો ત્યાગ એ અહોરાત્રવ્રત છે, તથા ભગવાન સાથે પોતાનું એકીકરણ કરવું એ જ વિષ્ણુસ્મરણ છે.

૫. બ્રહ્મયજ્ઞ, નરયજ્ઞ, દેવયજ્ઞ, પિતૃયજ્ઞ અને ભૂતયજ્ઞ આ પાંચ મહાયજ્ઞ છે.

૬. અને ॐ नमो भगवते वासुदेवाय ' એ જ દ્વાદશાક્ષર મંત્ર છે.'

આ પછી દાંત ઋષિએ ભગવાનનાં દુર્લભ ચતુર્વર્ગફળપ્રદ એકસો ને આઠ નામ બતાવી ભદ્રતનુને કહ્યું:

'તને મેં બધાં સાધન બતાવી દીધાં છે. મારા બતાવેલી વિધિ પ્રમાણે ભક્તિપૂર્વક ભગવાનની આરાધના કરવાથી તને અવશ્ય મોક્ષ પ્રાપ્ત થશે. જા, તારું કલ્યાણ થાઓ!'

ભદ્રતનુ એકાંત સ્થાનમાં જઈને, મન જોડી, દાંતે બતાવેલ વિધિ પ્રમાણે અનન્ય ચિત્ત થઈને ભગવાનની ઉપાસના કરવા લાગ્યો. ભગવાને ગીતામાં કહ્યું છે, કે જો મહાપાપી પણ ખરાખર નિશ્ચયપૂર્વક અનન્ય ભાવથી મને ભજે છે, તે સાધુ જ છે અને ઘણો જ જલદી ધર્માત્મા થઈ પરમ પદ પામે છે. તે પ્રમાણે કરુણામય શ્રીહરિ તેની અનન્ય ભક્તિથી તરત જ પ્રસન્ન થઈ ગયા અને કરોડો સૂર્ય સમાન તેજ ફેલાવતા તરત જ તેની આગળ પ્રગટ થઈ ગયા :

आविर्बभूव सहसा कोटिसूर्य इवांशुमान् ॥

ભદ્રતનુ ભગવાન જગદીશ્વર શ્રીપતિનાં દર્શન કરી મુગ્ધ થઈ ગયો. તેનાં સઘળાં પાપો અને દુઃખોનો હમેશ માટે નાશ થઈ ગયો. ભદ્રતનુએ મસ્તક વડે ભગવાનનાં ચરણકમળોમાં પ્રણામ કર્યા અને ભગવાનનું સ્તવન કરતાં કરતાં તે કહેવા લાગ્યો :

'હે નાથ! આપના ચિત્તમાં જે દયા છે, તેનું વર્ણન કોણ કરી શકે તેમ છે? જરા નામનો પારધી આપના ચરણમાં બાણ મારીને પણ પરમપદ પામી ગયો. શિશુપાલ આપની નિંદા કરીને પણ મોક્ષપદ પામી ગયો. પછી આપના ભક્તોની તો વાત જ શી? આપ જ બ્રહ્મારૂપે જગતનું સર્જન કરો છો, વિષ્ણુરૂપે પાલન કરો છો અને અંતે રુદ્રરૂપે સંહાર કરો છો. આપના એજ મહાવિષ્ણુરૂપને મારા નમસ્કાર છે. પ્રભો! મારું મન હમેશાં

આપમાં જોડાઈ રહો. જેમ વાદળના પડખામાં વીજળીની પેઠે લક્ષ્મી હમેશાં આપના શ્યામાંગમાં વિરાજમાન રહે છે, તે જ પ્રમાણે મારું મન આપમાં મગ્ન રહો. જેનાથી ન તો કંઈ નાનું છે કે ન તો કોઈ મોટું છે, જેનાથી આ સમસ્ત જગત વ્યાપ્ત છે, તેવા આપમાં મારું મન યોજાઈ રહો. જેમના મહિમાની હદ બતાવવામાં બ્રહ્મા પણ અસમર્થ છે, તેવા આપમાં મારું મન જોડાઈ રહો. ધર્મની સ્થાપના અને પાપીઓના વિનાશને માટે યુગેયુગે જન્મ લો છો એવા આપમાં મારું મન જોડાઈ રહો. જેમણે સમસ્ત જગતને પોતાની માયાથી મોહિત કરી રાખેલ છે અને જે પોતે જ માયાનાં બંધન કાપી નાખે છે, એવા આપમાં મારું મન જોડાઈ રહો. બ્રહ્મા, રુદ્ર વગેરે દેવો જેમના અંશભૂત છે, તેવા આપમાં મારું મન જોડાઈ રહો. જેમની ભક્તિ કરીને જગતમાં લોકો સમસ્ત વિપત્તિઓથી છૂટીને પરમપદ પામે છે, એવા આપમાં મારું મન જોડાઈ રહો.

જેઓ ધન, સ્તુતિ, દાન અને તપશ્ચર્યા વિના કેવળ એક માત્ર ભક્તિથી સંતુષ્ટ થઈ જાય છે, એવા આપમાં મારું મન હમેશાં જોડાઈ રહો. જેઓ કૃપાપૂર્વક ગાય, બ્રાહ્મણ અને સાધુઓનું હંમેશાં હિત કરે છે; જે દીન, અનાથ, વૃદ્ધ અને રોગીઓનું દુઃખ દૂર કરે છે; જે દેવતા, મનુષ્ય, નાગ અને મચ્છર વગેરે જીવોમાં પણ સમભાવે વિરાજમાન છે; જે પંડિત, મૂર્ખ, ધનવાન અને દુઃખી સૌમાં સમદૃષ્ટિવાળા છે; જેઓ લીલા વડે ગુસ્સે થતાં પર્વત પણ તણખલા સમાન થઈ જાય છે અને જેઓ ખુશી થતાં એક સામાન્ય તણખલું પણ પર્વતાકાર થઈ જાય છે, એવા

આપમાં મારું મન જોડાઈ રહો. જેમ પુણ્યાત્મા પુરુષોનું મન પુણ્યમાં, પિતાનું પુત્રમાં અને સતીનું પોતાના સ્વામીમાં જોડાઈ રહે છે, તે જ પ્રમાણે મારું મન આપમાં જોડાઈ રહો. અને જેમ કામીનું મન સ્ત્રીમાં, લોભીનું ધનમાં, ભૂખ્યાનું ભોજનમાં, તરસ્યાનું જળમાં, ગરમીથી વ્યાકુળનું શીતળ ચંદ્રમાની છાયામાં અને ઠંડીથી થથરતા મનુષ્યનું સૂર્યમાં રહે છે, તે જ પ્રમાણે મારું મન કેવળ આપનામાં જ જોડાઈ રહો.'

ભદ્રતનુની આ સ્તુતિમાં ભગવાનનું મહત્ત્વ, રહસ્ય, ભક્તની ભાવના અને અનન્ય કામનાનું અત્યંત સુંદર ચિત્ર દોરવામાં આવેલું છે. સાધકોએ એના તરફ ધ્યાન આપવું જોઈએ.

પછીથી ભદ્રતનુએ વિશેષમાં કહ્યું: 'હે ભગવન્! મેં બુદ્ધિમાન થઈ જે પરસ્ત્રીગમન કર્યું, મોહવશ થઈ અવધ્યનો વધ કર્યો, અજ્ઞાનમાં પડી વિશ્વાસઘાત કર્યો, નહિ ખાવા યોગ્ય પદાર્થો ખાધા અને નહિ પીવા યોગ્ય પદાર્થોનું પાન કર્યું, લોભવશ થઈ બીજાઓનું ધન હરી લીધું, ભ્રૂણહત્યા, વ્યભિચાર, પરનિંદા, હિંસા વગેરે પાપ કર્યાં, શરણે આવેલા મનુષ્યનું અકલ્યાણ કર્યું, બીજાની જીવિકાનું સાધન તોડાવી નાખ્યું, બીજાઓને શરમાવી નીચા બનાવ્યા, અયોગ્ય દાન લીધું, રસ્તામાં, દેવસ્થાનમાં, ગાયોના વાડામાં વગેરે જગ્યાએ મળમૂત્રનો ત્યાગ કર્યો, લીલાં વૃક્ષ કાપ્યાં, સ્થાન અને ભોજન માટે આતુર મનુષ્યોને અટકાવ્યા, પિતા-માતા પ્રત્યે અભક્તિ અને અશ્રદ્ધા બતાવી, ઘેર આવેલા અતિથિની પૂજા ન કરી, જળ પીવા દોડતી ગાયોને અટકાવી, શરૂ કરેલાં વ્રતને વચ્ચે જ છોડી દીધાં, પતિ-પત્નીમાં ભેદ

ઉત્પન્ન કરાવ્યો, ભગવદ્‌કથાઓમાં વિઘ્ન નાખ્યાં, મન દઈ બીજાઓની નિંદા સાંભળી, જીવિકા ચલાવનારનો તિરસ્કાર કર્યો, બીજાઓનાં પાપોની વાતો સાંભળી બ્રાહ્મણ અને માગનારાઓને ગુસ્સાની નજરે જોયા વગેરે વગેરે જે હજાર પ્રકારનાં પાપો જન્મજન્માન્તરમાં મેં કર્યાં હતાં, એ બધાં આજે આપના પુણ્યદર્શન માત્રથી નાશ પામી ગયાં! હું આજે અવશ્ય કૃતાર્થ થઈ ગયો. પ્રભો! આપને વારંવાર નમસ્કાર છે! નમસ્કાર છે!'

ભદ્રતનુની આ સ્તુતિમાં પાપોની ઘણી સુંદર યાદી કરવામાં આવી છે. આપણે સૌએ આ પાપોથી બચી ભગવાનની આરાધના કરવી જોઈએ. સાથે એ પણ નક્કી સમજવું જોઈએ કે ભગવાનનાં દર્શનનું એટલું મહત્ત્વ છે, કે તેના થવા માત્રથી જ સમસ્ત પાપો કપાઈ જાય છે.

ભદ્રતનુ સ્તુતિ કરી ભગવાનનાં સુંદર ચરણકમળોમાં પડી ગયો. ભક્તવત્સલ ભગવાને તેને ઉઠાડી હૃદયે ચાંપ્યો અને મનવાંચ્છિત વરદાન માગવા કહ્યું. ભગવાનનાં દર્શનથી જ તેની મુક્તિની અભિલાષા મટી ગઈ અને તે કેવળ ભક્તિનો જ ભૂખ્યો થઈ ગયો. ભદ્રતનુએ કહ્યું :

परमेश्वर देवेन्द्र दयालो परमच्युत।
मया सम्प्रति यत्प्राप्तं तत्केन भुवि लभ्यते॥
तथाप्येकं वरं याचे मुरारे तव सन्निधौ।
जन्मजन्मनि मे भक्तिस्त्वय्यस्तु सुदृढा प्रभो॥

(पद्मपुराण, क्रियायोगखण्ड)

'હે પરમેશ્વર! હે દેવેંદ્ર! હે દયાળુ! હે અચ્યુત! આજે મને જે કંઈ પ્રાપ્ત છે, તે જગતમાં બીજા કોને

પ્રાપ્ત થયેલું છે? આપનાં દર્શનથી વિશેષ બીજું શું છે? છતાં હે મુરારે! હું આપની પાસે એક વરદાન ઇચ્છું છું કે 'હે પ્રભો! જન્મજન્માન્તરમાં આપની અંદર મારી સુદૃઢ ભક્તિ કાયમ રહો!'

ભક્ત આવાં જ વરદાન માગ્યા કરે છે. મુક્તિ નથી જોઈતી; ગમે તેટલા જન્મ ભલેને થાય, આપ આ દાસને ગમે ત્યાં મોકલો પરંતુ આપની ભક્તિ કાયમ રહો. નાથનો હાથ હમેશાં આ ગુલામના મસ્તક ઉપર રહ્યા કરો.

નાથ એક બર માગઉં, મોહિ કૃપા કરિ દેહુ,
જન્મ જન્મ પ્રભુ પદ કમલ કબહું ઘટૈ જનિ નેહુ.

(રામચરિતમાનસ)

ભગવાને 'તથાસ્તુ' કહી તેને પોતાની સખ્યભક્તિ આપી અને સર્વ પ્રકારે કૃતાર્થ કર્યો. અંતે ભદ્રતનુના આગ્રહથી તેના ગુરુ દાંતને પણ ભગવાને દુર્લભ દર્શન દીધાં. ત્યારે દાંતે પણ કૃતાર્થ થઈ સ્તુતિ કરતાં ભગવાનને એ જ પ્રાર્થના કરી કે–

त्वद्दासदासदासानां दासत्वेनापि मां वृणु।

(पद्मपुराण, क्रियायोगखण्ड)

'ભગવન્! આપના દાસોના દાસોના દાસરૂપે મારો સ્વીકાર કરો.'

ભક્તિગ્રાહી દયામય દેવાધિદેવ ભગવાને હસી દાંતના મસ્તક ઉપર હાથ મૂકી તેને કૃતાર્થ કર્યો અને ગુરુ-શિષ્ય બન્નેને આલિંગન આપી તેઓ તરત જ અંતર્ધાન થઈ ગયા.

ત્યાર પછી ભક્તિમય જીવન ગાળી ગુરુ દાંત અને શિષ્ય ભદ્રતનુ બન્ને અંતે ભગવાનના પરમ ધામમાં પધાર્યા.

બોલો ભક્ત અને તેમના ભગવાનનો જય!

## ૧૦ : ભક્ત રાજા રત્નગ્રીવ

ત્રેતાયુગની વાત છે. કાંચી નામની નગરીમાં તે સમયે રાજા રત્નગ્રીવ રાજ્ય કરતા હતા. રત્નગ્રીવ હતો તો રાજા પણ તે પોતાને પ્રજાનો સેવક માનતો હતો અને ભગવાનની વસ્તુ માનીને જ રાજ્યની રક્ષા તથા ભગવાનના જ સ્વજનો માની પ્રજાની સેવા કરતો હતો. ખરી રીતે તો તે ભગવાનની સેવા–પૂજાના ભાવથી જ રાજ્ય ચલાવતો હતો. તેને ન તો રાજા હોવાનું અભિમાન હતું કે ન તો તે પોતાના સામાન્ય ખર્ચ સિવાય એક પણ પૈસો વિલાસિતા અને મોજશોખમાં રાજ્યના ખજાનામાંથી ખર્ચતો. તેનું જીવન જાણે મૂર્તિમંત ધર્મ હતું. જેવો રાજા હોય છે, તેવી જ પ્રજા પણ હોય છે, આ ન્યાય પ્રમાણે કાંચી રાજ્યમાં બધા લોકો ધર્માત્મા હતા. શ્રદ્ધાપૂર્વક વર્ણાશ્રમ-ધર્મનું પૂરું પાલન કરવામાં આવતું હતું. ત્યાંના બ્રાહ્મણો પોતાનાં ષટ્કર્મમાં મગ્ન હતા. ક્ષત્રિયો સમસ્ત પ્રાણીઓનું કલ્યાણ કરવામાં તૈયાર અને ધર્મયુદ્ધમાં હંમેશાં ઉત્સાહી હતા. વૈશ્યો પરદ્રવ્યથી વિમુખ રહી હંમેશાં નિર્દોષ અને ન્યાયસંગત ખેતી–વેપારમાં યોજેલા દ્રવ્ય વડે સૌનું પાલન કરતા હતા. શૂદ્રો પોતાનું કર્તવ્ય સમજી સમાજની સેવા કરતા હતા. બધા લોકો ભગવાનમાં ભક્તિ અને પરસ્ત્રીમાં માતૃભાવ રાખતા હતા અને પારકાનું ખરાબ થાય તેવાં કાર્યોથી બચ્યા રહેતા હતા. તેમની જીભ ઉપર હંમેશાં રામનામ રહેતું હતું. આખીયે કાંચીપુરીમાં હંમેશાં દયા, સત્ય, શાંતિ અને દાન વગેરે ઉત્તમ કાર્યો જણાતાં હતાં.

કોઈ પણ માણસ જેનાથી બીજાને દુઃખ થાય, તેનું અપમાન થાય અથવા તેના મનમાં કામ-ક્રોધાદિ વિકાર થાય, એવો એક પણ શબ્દ બોલતો નહોતો. મતલબ કે કોઈના મોંમાંથી ઘમંડભરી, દુઃખદાયક અને ગંદી વાણી નીકળતી નહોતી. પારકાના ધનમાં કોઈને લોભ નહોતો અને કોઈ પણ મનુષ્ય પાપ કરતો નહોતો. રાજા રત્નગ્રીવ લોભ છોડી પ્રજા પાસેથી માત્ર છઠ્ઠાભાગનો કર લેતો હતો. એ સિવાય પ્રજા ઉપર બીજો કોઈ કર નહોતો. આ કરમાંથી પણ મોટા ભાગનું દ્રવ્ય તે પ્રજાના હિતમાં જ ખર્ચી નાખતો હતો. આ પ્રમાણે ધર્મપૂર્વક પ્રજાપાલન કરવામાં તેની ઉંમરનો મોટો ભાગ વીતી ગયો, જોકે તેનું રાજ્યકાર્ય એ ભગવાનની સેવા જ હતું. ખરી રીતે ભાવનું જેટલું મહત્ત્વ છે, તેટલું ક્રિયાનું નથી. રાગદ્વેષરહિત નિષ્કામભાવથી કરેલું સાધારણ કાર્ય પણ રાગદ્વેષભર્યા સકામભાવથી કરેલી મહાન, પુણ્યદાયી ક્રિયા કરતાં ક્યાંયે વધારે મહત્ત્વનું છે. જ્યાં ભાવ અને ક્રિયા બન્ને ઉત્તમ હોય, ત્યાં તો સોનામાં સુગંધ ભળેલી કહેવાય, એથી રાજાએ હવે પોતાનું બાકીનું જીવન તીર્થસેવન કરતાં કરતાં ઉત્તમોત્તમ ક્રિયા-શ્રીભગવાનના ભજનમાં જ ગાળવા ઇચ્છ્યું. આ ઉદ્દેશથી તેણે એક દિવસ પોતાની પતિવ્રતા પત્ની વિશાલાક્ષીને કહ્યું :—

'રાણી! આપણે હવે વૃદ્ધ થવા આવ્યાં છીએ, હવે આપણે કોઈ મહાન તીર્થસ્થાનમાં જઈ આપણું બાકીનું જીવન કેવળ શ્રીભગવાનના ભજનમાં જ ગાળવું જોઈએ. ભગવાનની કૃપાથી રાજ્યમાં કોઈ પણ પ્રકારનો અભાવ નથી. પ્રજાની સેવા કરવા માટે પુત્રો સુયોગ્ય થઈ ગયા છે. હવે મનુષ્યજીવનનો પરમ લાભ ભગવાનની પ્રાપ્તિ છે અને એ

માટે જ આપણે બરાબર મંડી પડવું જોઈએ. જે માણસ આખું જીવન માત્ર ઉદરપોષણમાં જ ગાળે છે, ને ભગવાનની પૂજા નથી કરતો, તેને તો મનુષ્યરૂપમાં બળદ જ સમજવો જોઈએ.

यो नरो जन्मपर्यन्तं स्वोदरस्य प्रपूरकः ।
न करोति हरेः पूजां स नरो गोवृषः स्मृतः ॥'

રાણીએ અત્યંત આનંદથી પતિની વાતનું સમર્થન કર્યું. રાજાએ રાજ્યનો બધો ભાર પુત્રને સોંપી તીર્થયાત્રાની તૈયારી કરી. ભગવાનના ધ્યાનમાં પડેલા રાજાને રાત્રે નિદ્રા આવી ગઈ. નિદ્રામાં રાજાએ જોયું કે એક તપસ્વી બ્રાહ્મણ આવ્યા છે. બીજે દિવસે સવારે રાજાએ રાજસભામાં જોયું, તો એક જટાવલ્કલધારી દુર્બળ–કૃશ તપસ્વી બ્રાહ્મણ પધાર્યા છે. રાજાએ બ્રાહ્મણને મસ્તક નમાવી પ્રણામ કર્યા અને ઘણા જ હર્ષપૂર્વક તેમની પૂજા કરી. ભોજન અને આરામ કરી લીધા પછી રાજાએ બ્રાહ્મણને કહ્યું : 'ભગવન્! આપના દર્શનથી મારાં બધાં પાપો દૂર થઈ ગયાં. મહાપુરુષો દીન, પાપી મનુષ્યોનાં પાપોને નાશ કરી તેમને પવિત્ર કરવા માટે જ કૃપાપૂર્વક તેમને ઘેર જાય છે. તેમને બીજું શું પ્રયોજન હોય? આપ મહાત્મા છો, મને તીર્થસેવનની ઇચ્છા છે, કૃપા કરી બતાવો, કે હું કયા તીર્થમાં જઈ નિવાસ કરું? કયા પુણ્યતીર્થમાં રહી કોનું ભજન કરવાથી હું જન્મ–મૃત્યુના ફેરામાંથી છૂટી શકીશ?' બ્રાહ્મણે અયોધ્યા, હરદ્વાર, અવંતી, કાંચી, કાશી વગેરે તીર્થોનું માહાત્મ્ય વર્ણવી અંતે કહ્યું : 'રાજન્! આપ નીલાચલમાં પુરુષોત્તમ ક્ષેત્રમાં જઈને ભગવાન શ્રીરામચંદ્રનું ભજન કરો. ત્યાં

જવાથી જ આપનું કલ્યાણ થશે.' શ્રદ્ધાળુ રાજાએ બ્રાહ્મણની વાણી સાંભળી તે પ્રમાણે પુરુષોત્તમ ક્ષેત્રમાં જવાનો નિશ્ચય કરી લીધો. તીર્થયાત્રાની વિધિ પૂછતાં બ્રાહ્મણે કહ્યું :

## તીર્થયાત્રાનો વિધિ

તીર્થયાત્રા માટે શ્રદ્ધાપૂર્વક મનમાં નિશ્ચય કરી પહેલાં સ્ત્રી, પુત્ર, ધન, મકાન વગેરે પદાર્થોને અનિત્ય અને માયાવી જાણી તેમાં વૈરાગ્ય રાખવો અને એક માત્ર શ્રીહરિને જ સત્ય અને નિત્ય સમજી મનથી તેમનું સ્મરણ કરતા રહેવું. પછી રામનામનું ઉચ્ચારણ કરતાં કરતાં ઘેરથી નીકળવું અને એક કોસ જઈ ત્યાં તીર્થ વગેરેમાં વિધિપૂર્વક સ્નાન કરવું અને હજામત કરાવવી. કહે છે કે, તીર્થોમાં મનુષ્યનાં પાપો તેના વાળમાં રહે છે; તેથી કેશમુંડનનો વિધિ છે. તીર્થયાત્રી મનુષ્યે લોભ વગેરેનો ત્યાગ કરી દંડ( લાઠી ), કમંડળ( પાત્ર ) અને આસન લઈ તીર્થવેશમાં ચાલવું. જેનાં ચરણ શ્રીહરિના ક્ષેત્રમાં ઉત્સાહપૂર્વક ગમન કરે છે, જેના હાથ શ્રીહરિની સેવામાં લાગેલા છે, જેનું ચિત્ત ભગવાનના ચિંતનમાં જોડાયેલું છે, જે શ્રીહરિના જ્ઞાનને જ 'વિદ્યા', શ્રીહરિની પ્રાપ્તિ માટે કરાતા કઠોર સાધનને જ 'તપશ્ચર્યા' અને શ્રીહરિની સેવામાં જ 'કીર્તિ' માને છે, તેને જ તીર્થનું બરાબર ફળ પ્રાપ્ત થાય છે. 'હરે કૃષ્ણ હરે કૃષ્ણ, ભક્તવત્સલ હે હરે, જગન્નાથ શરણ્ય ભગવન્ વિષ્ણુ કૃષ્ણ હરે હરે.' વગેરે નામોનું જીભ વડે ઉચ્ચારણ અને મન વડે નિરંતર શ્રીહરિનું સ્મરણ કરતાં કરતાં બુદ્ધિમાન પુરુષે પગે ચાલીને તીર્થયાત્રા કરવી જોઈએ. કોઈ પણ પ્રકારના વાહનમાં જવાથી તીર્થનું ફળ ઓછું થઈ જાય છે.

## તીર્થયાત્રાની તૈયારી અને યાત્રા

રાજાએ બ્રાહ્મણનાં વચન સાંભળી એ જ વિધિથી તીર્થયાત્રા કરવાનો મનમાં નિશ્ચય કરી તેમનાં ચરણોમાં વંદન કર્યું અને મંત્રીઓને બોલાવી તેમને કહ્યું: 'મંત્રીઓ! આપ આખા રાજ્યમાં જાહેર કરી દો, કે રાજા તીર્થયાત્રાએ જાય છે. જેમની ઇચ્છા હોય અને જેઓ યમના દંડથી મુક્ત થઈ ભગવાનને પ્રાપ્ત કરવા ઇચ્છતા હોય તેઓ તેમની સાથે જાય. માતાઓએ પણ શ્રીહરિની સેવા કરવી જોઈએ અને પોતાનાં સંતાનોને ઉત્સાહ આપવો જોઈએ. જેમના પુત્ર-પૌત્રો શ્રીહરિને શરણે જતા નથી, તેમને જન્મ દેનારી માતાઓને ભૂંડણીઓના ટોળાની પેઠે ગંદી ચીજો ખાવી પડે છે:

येषां पुत्राश्च पौत्रा वा हरिं न शरणं गताः।
शूकरीयूथवत्तेषां प्रसूतिर्विट्प्रभक्षिका॥

જે ભગવાનના નામોચ્ચાર માત્રથી તે જ વખતે પાપોનો નાશ થઈ જાય છે, તે હરિને સર્વાંગ વડે મારી પ્રજાના નમસ્કાર છે.'

મંત્રીઓએ આ રાજાજ્ઞાનો પ્રચાર સમસ્ત પ્રજામાં કર્યો અને તે પ્રમાણે પ્રજામાંથી ઘણાં નર-નારી આનંદ-રસમાં મગ્ન થઈ પોતાના ઉદ્ધારનો નિશ્ચય કરી પ્રજાવત્સલ પિતા તુલ્ય નરપતિ સાથે પુરુષોત્તમક્ષેત્ર તરફ ચાલવા તૈયાર થયાં. રાજા પોતાનું પ્રાતઃકાળનું નિત્યકર્મ કરી બ્રાહ્મણદેવને સાથે લઈ ભગવાનને પ્રાપ્ત કરવાની તીવ્ર લાલસા અને ઊભરાતા ઉત્સાહપૂર્વક તીર્થયાત્રાએ નીકળ્યા. પ્રજાજનો પાછળ પાછળ ચાલ્યા. કામ, ક્રોધ અને લોભ-

વૃત્તિથી રહિત રાજા ભગવાનનું ભજન અને ધ્યાન કરતા ચાલવા લાગ્યા. એક કોસ ચાલી તેમણે વિધિપૂર્વક હજામત કરાવી અને તીર્થયાત્રીનો વેશ ધારણ કર્યો અને બધા લોકો 'જય માધવ જય ભક્તજનપ્રિય, જય પુરુષોત્તમ જય માધવ.' એ ગોવિંદ નામોનું કીર્તન કરતા કરતા ચાલવા લાગ્યા. રસ્તામાં જ્યાં રોકાતા ત્યાં ભગવાનની કથા, ભગવાનના લીલા–ગુણોનાં સુંદર પદોનું ગાયન થયા કરતું. દીન–દુઃખીઓને યથાયોગ્ય દાન દેવામાં આવતું. આમ યાત્રા કરતાં કરતાં રાજા ગંડકી નદીને કિનારે પહોંચ્યા. સાથી બ્રાહ્મણ દેવતાએ ગંડકી અને શાલગ્રામનું માહાત્મ્ય સંભળાવતાં કહ્યું કે જેના મસ્તક ઉપર તુલસી હોય, હૃદય ઉપર શાલગ્રામ શિલા હોય, મુખમાં રામનામનું ઉચ્ચારણ અથવા કાનથી શ્રવણ થતું હોય, તે અવશ્ય સંસાર–બંધનથી મુક્ત થાય છે. રાજાએ પોતાના સઘળા સાથીઓ સાથે ગંડકી તીર્થમાં સ્નાનતર્પણાદિ કરી શાલગ્રામની પૂજા કરી.

## ગંગાસાગર–સંગમ ઉપર ભગવાનનાં દર્શન

ત્યાર પછી ચાલતાં ચાલતાં બધા ગંગાસાગર–સંગમે પહોંચ્યા. ત્યારે રાજાએ બ્રાહ્મણને કહ્યું: 'ભગવન્! હવે નીલાચલ કેટલે દૂર છે? બ્રાહ્મણે કહ્યું: 'મહારાજ! આપણે નીલાચલ પર્વતની નજીકમાં જ આવી ગયા છીએ. શું તમે અહીં ભગવાનનો મહિમા જોઈ શકતા નથી?' રાજાએ કહ્યું: 'ભગવન્! મને આપ અહીં ભગવાનના દર્શનનો ઉપાય બતાવો. આપ જે કંઈ કહેશો, તે હું કરીશ.' આથી બ્રાહ્મણ દેવતાએ કહ્યું: 'જ્યાં સુધી ભગ-

વાનનાં દર્શન ન થાય, ત્યાં સુધી અહીં જ બેસી બધા લોકોએ ભગવાનનું નામકીર્તન કરવું જોઈએ. કીર્તનથી પ્રસન્ન થઈ ભગવાન જલદીથી દયા કરશે. ભક્તવત્સલ ભગવાન કદીયે ભક્તની ઉપેક્ષા કરી શકતા નથી. તેથી હે રાજન્! ભક્તિપૂર્ણ હૃદયથી ભગવાનના નામનું ગાન કરો.'

બ્રાહ્મણ દેવતાની આજ્ઞા પ્રમાણે બધા લોકો નામ-કીર્તનમાં જોડાઈ ગયા. ત્યાર પછી ઉપવાસવ્રતી રાજાએ ભગવાનની નીચે પ્રમાણે સ્તુતિ કરી :

जय दीनदयाकर प्रभो जय दुःखावह मङ्गलाह्वय।
जय भक्तजनार्तिनाशन कृतवर्मन् जय दुष्टघातक॥
अम्बरीषमथ वीक्ष्य दुःखितं विप्रशापहृत सर्वमङ्गलम्।
धारयन् निज करे सुदर्शनं त्वं रक्ष जठराधिवासतः॥
दैत्यराजपितृकारितव्यथः शूलपाशजलवह्निपातनैः।
श्रीनृसिंहतनुधारिणा त्वया रक्षितः सपदि पश्यतः पितुः॥
ग्राहवक्त्रपतिताङ्घ्रिमुद्धटं वारणेन्द्रमतिदुःखपीडितम्।
वीक्ष्य साधु करुणार्द्रमानसस्त्वं गरुत्मति कृतारुहक्रियः॥
त्यक्तपक्षिपतिरात्तचक्रको वेगकम्प्युतमालिकाम्बरः।
गीयसेऽसुभिरमुष्य नक्रतो मोचकः सपदि तद्विनाशकः॥
यत्र यत्र तव सेवकार्दनं तत्र तत्र बत देहधारिणा।
पाल्यतेऽत्रभवता त्वया निजः पापहारि चरितैर्मनोहरैः॥
दीननाथ सुरमौलिहीरकोद्घृष्टपादतल भक्तवल्लभ।
पापकोटिपरिदाहक प्रभो दर्शयस्व मम पादपंकजम्॥
पापकृद्यदि जनोऽयमागतो मानसे तव तथा हि दर्शय।
तावका वयमघौघनाशनं विस्मृतं न हि सुरासुरार्चित॥

ये वदन्ति तव नाम निर्मलं ते तरन्ति सकलाघसागरम्।
संस्मृतिर्यदि कृता तदा मया प्राप्यतां सकलदुःखहारकः॥
(पद्मपुराण, पाताल २१ । २०-२८)

હે દીનો! ગરીબો માટે દાનની ખાણ એવા પ્રભો! આપનો જય થાઓ. હે દુઃખનો નાશ કરનારા તથા મંગળમય નામવાળા આપનો જય થાઓ. ભક્તોનાં દુઃખ દૂર કરવા માટે અવતાર લેનારા આપનો જય થાઓ. દુષ્ટોનો વધ કરી ઉદ્ધાર કરનારા આપનો જય થાઓ. ભગવન્! બ્રાહ્મણ(દુર્વાસા)ના શાપથી જેનું મંગલ નાશ પામ્યું હતું, તે પોતાના ભક્ત અંબરીષને દુઃખી જોઈને હાથમાં સુદર્શન ધારણ કરી આપે ગર્ભવાસ(પુનર્જન્મ)થી આપના એ ભક્તની રક્ષા કરી હતી. દૈત્યરાજ હિરણ્યકશિપુએ જ્યારે પોતાના પુત્ર પ્રહ્લાદને શૂળથી મારી ફાંસીએ લટકાવી, જળમાં અને આગમાં નાખી દુઃખ દીધું, ત્યારે આપે શ્રીનૃસિંહાવતાર ધારણ કરી પિતાના દેખતાં દેખતાં તેની વિનાવિલંબે રક્ષા કરી હતી. મગરગ્રાહના મુખ વડે જેનો પગ પકડાયો છે, એવા પ્રબળ ગજરાજને અત્યંત દુઃખી જોઈ દયાર્દ્ર થઈ આપ ગરુડ ઉપર સવાર થયા; પરંતુ તેના વડે પહોંચવામાં વાર થશે એમ માની આપ ગરુડનો ત્યાગ કરી સુદર્શન ચક્ર લઈ એવા વેગથી દોડ્યા, કે આપની વનમાળા અને પીતાંબર ઊડવા લાગ્યાં અને તે જ વખતે ગ્રાહને મારી ગજરાજને ઉગારી લીધો, જેને લીધે હજી પણ લોકો પ્રાણ વડે આપનાં યશોગાન કરે છે. જ્યાં જ્યાં આપના ભક્તો ઉપર મુશ્કેલી આવી પડે છે, ત્યારે ત્યારે આપ દિવ્ય મૂર્તિ ધારણ કરી પાપહારી મનોહર ચરિત્રો વડે ભક્તોની રક્ષા કરો છો. હે

દીનાનાથ! દેવતાઓને પ્રણામ કરતી વખતે તેમના મસ્તક ઉપર અલંકારરૂપે રહેનારા હીરાઓથી જેમનાં ચરણોનાં તળિયાં ઘસાઈ ગયાં છે, એવા હે ભક્તવત્સલ! હે કરોડો પાપોને બાળી નાખનારા પ્રભો! મને આપનાં ચરણ-કમળોનાં દર્શન કરાવો. હું જો પાપી હોઉં, તોપણ આપના માર્ગે વળેલો છું. તેથી આપનાં ચરણકમળોનાં દર્શન કરાવો. કેમ કે હે દેવો ને અસુરોથી પૂજાતા દેવ! હું આપનો જ છું અને હું આપના પાપપુંજનો નાશ કર-નારા નામને ભૂલી ગયો નથી. જે લોકો આપના નિર્મળ નામનો ઉચ્ચાર કરે છે, તેઓ સમસ્ત પાપસાગરથી તરી જાય છે, જ્યારે આપે મને યાદ કર્યો જ છે, તો કૃપા કરી સર્વ દુઃખો હરનાર આપનાં દર્શન કરાવો.

આ પ્રમાણે સ્તુતિ અને કીર્તન કરતાં કરતાં અને 'હે કૃપાનાથ! હે પુરુષોત્તમ! મને આપનું સ્વરૂપ બતાવો-(दर्शयस्व कृपानाथ स्वतनु पुरुषोत्तम।)' આર્તભાવે આમ પોકારતાં ઉપવાસવ્રતી રાજાને બરાબર પાંચ દિવસ થઈ ગયા. ત્યારે ભગવાને વિચાર કર્યો, કે 'મારા ગુણગાનથી રાજા પાપરહિત થઈ ગયો છે, હવે એને દર્શન દેવાં જોઈએ.' અને સંન્યાસીના વેશમાં રાજાની આગળ ભગવાન પ્રગટ થઈ ગયા. હરિચિંતનપરાયણ રાજાએ 'ॐ नमो विष्णवे' કહી નમસ્કાર, અર્ઘ્ય, પાદ્ય અને આસનાદિ વડે તેમની પૂજા કરી કહ્યું: 'ભગવન્! હું ઘણો જ ભાગ્યશાળી છું, કે મને આપનાં દર્શન થયાં. હવે અવશ્ય જ મને શ્રી ગોવિંદનાં દર્શન થશે.

સંન્યાસીએ કહ્યું: રાજન્! હું મારા જ્ઞાનબળથી ત્રણે લોકની વાત જાણું છું. તે જ્ઞાનના બળ વડે હું તમને

કહું છું, કે કાલે બપોરે તમને શ્રીહરિનાં દુર્લભ દર્શન થશે. દર્શન જ નહિ, પરંતુ તમે તમારા ચાર સુહૃદો– તમારા મંત્રી, તમારી રાણી, તપસ્વી બ્રાહ્મણ અને તમારા નગરમાં રહેનાર કરંભ નામના સાધુચરિત્ર વણકર સાથે પરમપદ પામશો.' આ પ્રમાણે કહી તેજઃપુંજ સંન્યાસી અદૃશ્ય થઈ ગયા. રાજા આશ્ચર્યચકિત થઈ જોતા જ રહી ગયા. તેમણે આમતેમ ઘણી શોધ કરી; પરંતુ ક્યાંયે સંન્યાસીનો પત્તો લાગ્યો નહિ. ત્યારે તપસ્વી બ્રાહ્મણે કહ્યું: 'રાજન્! તમારા અત્યંત પ્રેમથી આકર્ષાઈ ભગવાને જ સંન્યાસીરૂપે તમને દર્શન દઈ કૃતાર્થ કર્યા છે. હવે કાલે બપોરે આપણને સૌને ભગવાન પોતાના દિવ્ય સ્વરૂપમાં દર્શન દેશે.' રાજાને તપસ્વી બ્રાહ્મણનાં આ વચનોથી જે અમૃતપૂર્ણ આનંદ મળ્યો, તેની કંઈ સરખામણી જ નથી. ગ્રંથકાર કહે છે કે–

इतिवाक्यसुधापूरनाशितस्वान्तसंज्वरः ।
हर्षं यमाप स नृपो ब्रह्मापि नहि वेत्ति तम् ॥

'તપસ્વી બ્રાહ્મણનાં વાક્યોરૂપી અમૃતપ્રવાહથી રાજાના અંતરનો તાવ ઊતરી ગયો અને તેને એટલો આનંદ થયો, કે બ્રહ્મા પણ તેનો અનુભવ કરી શકે તેમ નથી.'

જેનાં પ્રાણધન પ્રિયતમનાં દર્શન માટે પ્રાણ–મન અત્યંત વ્યાકુળ હોય, તેને દર્શનનો નક્કી સમય જણાતાં આમ જ થાય છે. કહે છે કે–

महानन्दस्तदा ह्यासीद्राजराजस्य चेतसि ।
गायन् हरिं क्षणं तिष्ठन् नृत्यन् जल्पन् हसन् नुवन् ।
आनन्दं प्राप सुघनं सर्वसन्तापनाशनम् ॥

તે સમયે રાજાના હૃદયમાં એવો મહાઆનંદ થયો, કે તેઓ કોઈ વાર તો શ્રીહરિનાં નામ-ગુણ ગાતાં ગાતાં હસવા લાગ્યા, ક્યારેક ઊભા થઈ નાચવા લાગ્યા, કોઈ વાર લીલા સંભળાવવા લાગ્યા અને ક્યારેક નામકીર્તન કરવા લાગ્યા. આ પ્રમાણે તેઓ સર્વ સંતાપનાશક અત્યંત ઉત્તમ આનંદ પામ્યા. ભગવાનના મેળાપના અમૃતાનંદમાં જ રાત પડી ગઈ. રાત્રે ભગવાનની લીલાથી રાજાને નિદ્રા આવી ગઈ. તેણે નિદ્રામાં જોયુ કે, શંખ, ચક્ર, ગદા, પદ્મ અને સારંગ ધનુષ્ય ધારણ કરેલા ભગવાન વિષ્ણુ પોતાના પાર્ષદો તથા શ્રી મહાદેવજી વગેરે સાથે નૃત્ય કરી રહ્યા છે. પ્રાતઃકાળે ઊઠી રાજાએ સ્વપ્નની બધી વાતો તપસ્વી બ્રાહ્મણને કહી. બ્રાહ્મણે આનંદ પામી કહ્યુ: 'રાજન્! જણાય છે કે ભગવાન તમને પોતાનું સારૂપ્ય આપવા ઇચ્છે છે.' રાજાના આનંદનો પાર રહ્યો નહિ. બધા લોકો ભગવાનના નામનું ગાન કરતા કરતા ચાલ્યા. એટલામાં મધ્યાહ્નકાળ થયો. સ્વર્ગમાં દેવતાઓ દુંદુભિ વગાડવા લાગ્યા અને રાજાના મસ્તક ઉપર સ્વર્ગીય પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા. એટલામાં જ રાજાએ જોયું કે કરોડો સૂર્યોના તેજને નિસ્તેજ કરનાર તેજસ્વી નીલાચલ શોભી રહ્યો છે. તેની ચારે બાજુ ચાંદી અને સોનાનાં શિખર છે. બ્રાહ્મણે કહ્યુ આ જ નીલગિરિ છે. આ પછી રાજાને ભગવાનનાં દિવ્ય દર્શન થયાં. રાજાએ પત્ની અને સેવકો સહિત જગત્પતિને પ્રણામ કરી તેમની વિધિપૂર્વક પૂજા કરી અને પછી દિવ્ય શબ્દોમાં તેમની સ્તુતિ કરી. ભગવાને પ્રસન્ન થઈ રાજાને પોતાનું નૈવેદ્ય આપ્યું અને કહ્યું:

नैवेद्यभक्षणं त्वं हि शीघ्रं कुरु मनोहरम् ।
चतुर्भुजत्वं प्राप्तः सन् गंतासि परमं पदम् ॥

'આ મનોહર નૈવેદ્ય તરત જ આરોગો. તેનાથી તમે ચતુર્ભુજ શરીર પામી પરમપદ પામશો.' રાજા ભગવાનનું આપેલું નૈવેદ્ય પામી કૃતાર્થ થઈ ગયો. રાજાએ જોયું, કે આકાશમાંથી એક વિચિત્ર વિમાન ઊતરી આવે છે. ત્યાર પછી ભગવાનની આજ્ઞાથી રાજા પોતાની પત્ની, સત્ય નામનો મંત્રી, તપસ્વી બ્રાહ્મણ અને કરંભ નામના વણકર સાથે વિમાનમાં સવાર થયા. સૌને દિવ્ય ચતુર્ભુજ-રૂપ પ્રાપ્ત થઈ ગયાં. વિમાન ચાલ્યું. ભગવાનનું વિમાન પણ સાથે સાથે ચાલ્યું. દેવતાઓએ દુંદુભિ વગાડ્યાં. મહાત્માઓએ સ્તુતિ કરી. પ્રજાજનો આ આશ્ચર્યજનક ઘટના જોઈ રાજાની પ્રશંસા કરતા કરતા તીર્થસ્નાન કરી ઘેર પાછા ફર્યા.

બોલો ભક્ત અને તેમના ભગવાનનો જય.

## ૧૧ : રામભક્ત રાજા સુરથ

'સરકાર ! અપરાધ ક્ષમા કરજો. આજે અમે નગર બહાર અયોધ્યાપતિ મહારાજ શ્રીરામચંદ્રજીના અશ્વમેધ યજ્ઞ માટે છૂટો મૂકેલો ઘોડો જોયો છે. એ ચંદન–અર્ચિત મનોહર અશ્વના લલાટ ઉપર વિજયપત્ર બાંધેલું છે. તેમાં સ્પષ્ટ શબ્દોમાં વિજય–ઘોષણા કરવામાં આવી છે. સરકારની આજ્ઞા હોય, તો એ સુંદર ઘોડો પકડી લઈએ. સાંભળ્યું છે, કે એ ઇચ્છા પ્રમાણે વિચરતા ઘોડાની પાછળ નરશ્રેષ્ઠ અયોધ્યાનાથ શ્રીરામચંદ્રજીની ઘણી મોટી સેના તેમના નાના ભાઈ શત્રુઘ્નને પ્રમુખપદે તેના રક્ષણ માટે ચાલી આવે છે.'

કુંડલનગરના ધર્માત્મા રાજા સુરથના જાસૂસોએ રાજસભામાં આવી નમ્રતાપૂર્વક આ પ્રમાણે નિવેદન કર્યું. સેવકોનું નિવેદન સાંભળી રાજા સુરથ બોલ્યા :

'વીરો ! તમે અત્યંત ઉત્તમ શુભ સમાચાર સંભળાવ્યા છે. અહો ! આપણે ધન્ય છીએ, કે પાર્ષદો સહિત ભગવાન શ્રીરામનાં દર્શન કરીશું. અવશ્ય હું તે મોટા મોટા વીરોથી ઘેરાયેલા એ યજ્ઞના અશ્વને પકડીશ અને આ બહાને મારી ઘણા ઘણા સમયની ઇચ્છા સહેજે પૂરી કરીશ. ભક્ત ઉપર કૃપા કરી જ્યારે તેઓ પોતે જ અહીં પધારશે, ત્યારે ઘોડાને છોડીશ. જો જો તેમનો આ દાસ તેમની જ શક્તિથી કેવી રીતે એ ઘોડાને પકડે છે અને કેવી રીતે તેમના અનુચરો–સેવકોને રણક્ષેત્રમાં શિક્ષા કરે છે ! જાઓ, શૂરવીરો ! બેધડક ઘોડાને પકડી લાવો,

જરા પણ વાર અથવા સંકોચ ન કરો. મારી સમજ પ્રમાણે આમાં આપણને પરમ લાભ પ્રાપ્ત થશે, કેમ કે આ બહાને આપણે બ્રહ્મા વગેરે દેવો માટે ભગવાનનાં જે ચરણકમળોનાં દર્શન દુર્લભ છે, તેનાં સહેજે જ–ઘણાં નજીકથી દર્શન કરીશું. અહો ! એ ચરણોને આપણા હાથો વડે પકડી પકડી આપણે પૂજીશું ! જેમના બળે, વિશ્વાસે મને મારા સ્વામીનાં દર્શન થશે, તે મારા સ્વજન, પુત્ર, બંધુ–બાંધવો, પશુ અને વાહન પણ ધન્ય છે. તમે જલદી આવો અને તરત તે સુવર્ણપત્રથી સુશોભિત ઐચ્છિક ગતિવાળો મનોહર અશ્વ પકડી આપણી ઘોડા-સરમા બાંધી દો.'

રાજાની સ્પષ્ટ આજ્ઞા મળતા શૂરવીરો પોતપોતાની સવારી ઉપર ચઢી દોડ્યા અને તરત જ ઘોડો પકડીને રાજા પાસે લઈ આવ્યા. રાજા ઘોડો જોઈ પ્રસન્ન થયો અને મોટા મોટા શૂરવીર મહાબળવાન સેવકોને તેના માટે નીમી દીધા.

કુંડલપુરના આ સ્વનામધન્ય રાજા સુરથ ઘણી જ ઉચ્ચ કોટિના ભગવદ્‌ભક્ત અને ધાર્મિક નરેશ હતા. તેમના રાજ્યની ઉત્તમ દશાનુ વર્ણન કરતાં શ્રીશેષ કહે છે, કે—

न तस्य विषये कश्चित् परदाररतो नरः ॥
न परद्रव्यनिरतो न कामेषु च लम्पटः ।
न जिह्वाभिरसुन्मार्गं कीर्तयेद्रामकीर्तनात् ॥

(पद्मपुराण, पातालखण्ड)

'તેમના રાજ્યમાં કોઈ પણ મનુષ્ય પરસ્ત્રી અને પરાયા ધનમાં આસક્ત તથા કામોપભોગમાં લંપટ નહોતો

અને શ્રીરામના કીર્તન સિવાય કોઈ પણ મનુષ્ય પોતાની જીભથી વિપરીત શબ્દ કાઢતો ન હતો.'

જ્યારે કોઈ માણુસ રાજા પાસે નોકરી માટે આવતો, ત્યારે રાજા તેને પૂછતા–'ભાઈ! તું તારાં ધર્મ–કર્મ સારી રીતે જાણે છે ને? એકપત્નીવ્રતનું પાલન કરે છે ને? બીજા ધન ઉપર મન કદી લલચાવતો નથી ને? બીજાની નિંદામાં તારું મન કદી જોડાતું નથી ને? વેદવિરુદ્ધ કોઈ આચરણ તું કરતો નથી ને? મારી પાસે એ જ પુરુષ રહી શકે છે કે જે સદાચારી હોય અને ભગવાન શ્રીરામનું નિત્ય સ્મરણ કરતો હોય. જે ધર્મ વિરુદ્ધ આચરણ કરનાર પાપી માણુસ છે, તે તો મારા રાજ્યમાં રહી પણ શકતો નથી.'

વસ્તુતઃ તેના રાજ્યમાં એક પણ માણુસ પાપી નહોતો, મનથી પણ કોઈ પાપ કરતું નહોતું. આનંદપૂર્ણ હૃદયે હમેશાં ભગવાન હરિનું ધ્યાન કરવાથી સૌનું હૃદય પાપશૂન્ય થઈ ગયુ હતું. તેમના રાજ્યમાં મરનાર બધા માણુસો મુક્તિ પામતા હતા. 'तत्पुरस्था नराः सर्वे मृता गच्छन्ति निर्वृतिम्।' સુરથ રાજાના નગરમાં યમદૂતો તો પ્રવેશી શકતા પણ નહોતા. 'यमानुचरनिर्वेशो नाभवत् सौरथे पुरे।'

એક વખત સુરથ રાજાની ભગવદ્ભક્તિનું મહત્ત્વ સમજવા માટે યમરાજ પોતે જટાધારી મુનિનો વેશ ધારણુ કરી રાજાની પાસે આવ્યા. તેમણે આવી જોયું તો રાજા રાજસભામાં બેઠા બેઠા પોતાના સાથીઓ સાથે ધર્મચર્ચા કરી રહ્યા છે, તેમના મસ્તક ઉપર તુલસીપત્ર છે અને વાતવાતમાં તેના મુખમાંથી હરિ નામના ઉચ્ચાર

થઈ રહ્યા છે. 'तुलसी मस्तके यस्य वाचि नाम हरेः परम्।'

રાજાએ વલ્કલ વસ્ત્રધારી તપસ્વીને જોઈ સન્માનપૂર્વક ઊઠી તેમનું સ્વાગત કર્યું અને અર્ઘ્યપાદ્યાદિથી પૂજન કરી તેમને ઊંચે આસને બેસાડ્યા. પછી નમ્રતાપૂર્વક કહ્યું:

'આજે મારું જીવન ધન્ય થઈ ગયું કે આપ જેવા મહાત્માનાં અહીં પગલાં થયાં. હવે કૃપા કરી ભગવાન હરિની કોઈ કીર્તિકથા સંભળાવો.' રાજાની આ વાત સાંભળી મુનિએ અત્યંત જોરથી હસીને કહ્યું: 'હરિ કોણ અને કોની કીર્તિકથા ? એ બધું વહેમ છે. સંસારમાં કર્મ જ પ્રધાન છે, જે જેવું કર્મ કરે છે તેવું જ તે ફળ પામે છે, તેથી તું પણ સત્કર્મ કર. નકામો હરિ હરિ શું કર્યા કરે છે ?'

ભગવાન શ્રીરામમાં આસક્ત ચિત્તવાળા રાજાને મુનિની વાત સાંભળી ઘણું દુઃખ થયું. તેમણે કહ્યું: 'સ્વામીજી ! આપ ભગવાનની નિંદા શા માટે કરો છો ? ભગવાનના નિંદકને માટે મારા રાજ્યમાં સ્થાન નથી. આપ યાદ રાખો કે કર્મોનાં સર્વોત્તમ ફળો ભોગવનારા ઇંદ્ર અને બ્રહ્માનું પણ ભોગકાળ સમાપ્ત થતાં પતન થાય છે, પરંતુ શ્રીરામના સેવકોનું કદી પતન થતું નથી. ધ્રુવ, પ્રહ્લાદ, વિભીષણ વગેરે એનાં દૃષ્ટાંત-પ્રમાણ છે. ભગવાનની નિંદા કરનારા લોકોને જ યમદૂતો તરફથી ભયંકર પીડા સહન કરવી પડે છે. આપ બ્રાહ્મણ થઈ ભગવાનની નિંદા શા માટે કરી રહ્યા છો ?'

રાજાનાં માર્મિક વચનો સાંભળી અને તેની અનન્ય ભગવન્નિષ્ઠા જોઈ યમરાજે પ્રસન્ન થઈ સર્વ લોકોથી પૂજાતું પોતાનું સ્વરૂપ પ્રગટ કર્યું અને તેઓ રાજા પ્રત્યે

બોલ્યા : 'હે હરિસેવક! હું તારા ઉપર અતિશય સંતુષ્ટ છું, તું વરદાન માગ.' રાજાએ યમરાજને ઓળખી તેમના ચરણોમાં પ્રણામ કરી કહ્યું : 'ભગવન્! જો આપ પ્રસન્ન થયા હો, તો મને વરદાન આપો, કે જ્યાં સુધી ભગવાન શ્રીરામ અવતાર લઈ અહીં જાતે ન પધારે, ત્યાં સુધી મારું મૃત્યુ ન થાય.' યમરાજે કહ્યું : 'એ જ પ્રમાણે થશે. ભગવાન રામચંદ્રજી આપની બધી મનોકામનાઓ પૂરી કરશે.' આ પ્રમાણે કહી યમરાજ અંતર્ધાન થઈ ગયા. ત્યારથી રાજા સુરથ ભગવાન શ્રીરામના શુભાગમનની રાહ જોઈ રહ્યા હતા.

આજે શ્રીરામના અશ્વમેધનો ઘોડો પકડી, એ બહાને રામનાં દર્શન થશે એમ વિચારી રાજા આનંદમગ્ન થઈ ગયો. લડાઈની તૈયારી થવા લાગી. સુરથ રાજાના ચંપક, મોહક વગેરે દસે કુમારો સેનાને સાથે લઈ રણક્ષેત્ર તરફ ચાલી નીકળ્યા. પેલી તરફ શત્રુઘ્નની સેના તો તૈયાર હતી જ. શત્રુઘ્ને અંગદને દૂત તરીકે મોકલ્યો. અંગદે શત્રુઘ્નના બળ-પરાક્રમનાં વખાણ કરી સુરથ રાજાને ઘોડો છોડી મૂકવા માટે ઘણું ઘણું સમજાવ્યો, પરંતુ રાજાએ સ્પષ્ટ કહી દીધું : 'આપનું કહેવું સત્ય છે, પરંતુ જ્યાં સુધી ભગવાન શ્રીરામચંદ્ર પધારી જાતે દર્શન નહિ દે, ત્યાં સુધી શત્રુઘ્નના ભયથી હું ઘોડો છોડીશ નહિ. હું તેમની જ શક્તિ વડે શત્રુઘ્ન સાથે ધર્મયુદ્ધ કરીશ અને મને ખાતરી છે કે શ્રીરામના તેજ-બળના પ્રતાપથી હું જલદીથી શત્રુઘ્ન સહિત બધા શૂરવીરોને જીતી તેમને મારે ત્યાં કેદી તરીકે રાખીશ. હા, શ્રીરામના પધાર્યા પછી તેમના ચરણોમાં પ્રણામ કરી હું મારા પુત્રો સહિત સમસ્ત રાજપાટ, ધન-દોલત, કુટુંબ-પરિવાર, સમસ્ત સેના અને મારી પોતાની

જાતને તેમના પવિત્ર ચરણોમાં સમર્પી દઈશ.'

અંગદ પાછા ફર્યા. ભયંકર યુદ્ધ ચાલ્યુ અને રાજા સુરથે રામાસ્ત્ર વડે શત્રુઘ્ન સાથે પુષ્કલ, અંગદ, હનુમાન વગેરે બધા શ્રેષ્ઠ વીરોને કેદ કરી લીધા!

રાજાના કહેવાથી કેદી હનુમાને ભગવાન શ્રીરામનું સ્મરણ કર્યું અને સ્મરણ કરતાં જ ભરત-લક્ષ્મણ વડે પૂજાતા અને ઋષિમુનિઓથી ઘેરાયેલા ભગવાન શ્રીરામ પુષ્પક વિમાન ઉપર સવાર થઈ તરત ત્યાં આવી પહોંચ્યા.

ભગવાન શ્રીરામચંદ્રને પધારેલા જોઈ સુરથને જે અપાર આનંદ થયો તેની સરખામણી સેંકડો મોક્ષસુખથી પણ થઈ શકતી નથી. સુરથ ભક્તિપૂર્ણ હૃદયથી ભગવાનનાં ચરણોમાં વારંવાર નમસ્કાર કરવા લાગ્યા. નમસ્કાર કરતાં-કરતાં તેઓ થાક્યા જ નહિ, ત્યારે ભગવાને ચતુર્ભુજરૂપ થઈ ચારે હાથ વડે પકડી ભક્ત સુરથને હૃદયે ચાંપ્યો અને પુલકિત થઈ આનંદાશ્રુઓ વડે તેનું મસ્તક ભીંજવવા લાગ્યા. વળી તેઓ બોલ્યા: 'સુરથ! તારું જીવન સાર્થક થઈ ગયું. તેં અમાપ બળવાન હનુમાનને બાંધી ભારે કામ કર્યું છે. તારી શૂરવીરતાને ધન્ય છે.' ત્યાર પછી ભગવાનની કૃપાદૃષ્ટિ પડતાં જ બધાનાં બંધન છૂટી ગયાં, ઘા સુકાઈ ગયા અને જેઓ બેભાન પડ્યા હતા, તે બધા જીવતાજાગતા થઈ ગયા. રાજા તો ભગવાનનાં ચરણોમાં લોટી પડ્યા અને પોતાના અપરાધ માટે ક્ષમા માગવા લાગ્યા. ભગવાને કહ્યું: 'રાજન્! ક્ષત્રિયોનો ધર્મ જ છે કે તેઓ કર્તવ્યવશ થઈ પોતાના સ્વામી સાથે પણ યુદ્ધ કરે છે. વળી તમે તો આ યુદ્ધ મારે માટે, મારી પ્રીતિ માટે, મને પ્રાપ્ત કરવા માટે અને મારી જ અનુપમ શક્તિનો

આશરો લઈ કર્યું છે. તમારી આ યુદ્ધપૂજાથી હું અત્યંત સંતુષ્ટ થયો છું. રાજા ભગવાનનાં વચનો સાંભળી ફરીથી ચરણોમાં પડ્યા. તેમનાં નેત્રોમાંથી અશ્રુઓનો પ્રવાહ વહેવા લાગ્યો. વાણી થંભી ગઈ! ભગવાને ફરીથી તેમને આલિંગન આપી કૃતાર્થ કર્યા. ત્યાર પછી ત્રણ દિવસ સુધી બધા ત્યાં રહ્યા. રાજાએ પુત્રો સાથે ભગવાનની ખૂબ ખૂબ સેવા કરી ચોથે દિવસે ઘોડા લઈને શત્રુઘ્ન તેની પાછળ ચાલી નીકળ્યા અને ભગવાન શ્રીરામ મુનિમંડળી સાથે અયોધ્યા પાછા ફર્યા. રાજાનો ભગવત્પ્રેમ વળી વિશેષ વધી ગયો અને તેઓ પણ પોતાના પુત્ર ચંપકને રાજ્યભાર સોંપી ભગવાનની સેવા માટે શત્રુઘ્નની મદદ માટે અપાર સેના સાથે લઈ ઘોડાની પાછળ પાછળ ચાલી નીકળ્યા! સમસ્ત જીવન રામસેવામાં ગાળી અંતે રાજા સ્વર્ગધામમાં પધાર્યા!

બોલો ભક્ત અને તેમના ભગવાનનો જય.

## ૧૨ : બે મિત્ર ભક્તો

કુરુક્ષેત્રમાં બે મિત્રો હતા—એક બ્રાહ્મણ ને બીજો ક્ષત્રિય. બ્રાહ્મણનું નામ પુંડરીક અને ક્ષત્રિયનું નામ અંબરીષ હતું. બંનેમાં ગાઢ મૈત્રી હતી. ખાવું, પીવું, હરવું, ફરવું, સૂવું બધું એક સાથે જ થતું હતું. યુવાવસ્થામાં પૈસા પાસે હોય અને કોઈ દેખરેખ રાખનાર ન હોય તો મનુષ્યને બગડતાં વાર લાગતી નથી. કુસંગ મળી જાય, તો તો પછી કહેવાનું જ શું ? આ બંને મિત્રો પણ ખોટી સોબતમાં પડી ગયા. દેવપૂજા, સ્વાધ્યાય, શ્રાદ્ધતર્પણ, વાંચવું–લખવું, ભણવું–ગણવું બધું છોડી તેઓ તો રાત-દહાડો વેશ્યા અને દારૂમાં જ મસ્ત રહેવા લાગ્યા. કોઈ-વાર સ્વપ્નમાં પણ તે પરલોકની ચિંતા કરતા નહિ. આ પ્રમાણે કુમાર્ગમાં બંનેની અર્ધી જિંદગી વહી ગઈ.

પાપમાં બંનેનું ધન નાશ પામ્યું. ઘરબાર હરાજ થઈ ગયાં. ગદ્ગદ કંઠે માગવા છતાં યે એક પૈસો યે મળવો મુશ્કેલ થઈ ગયો. ધનહીન સમજી કુસંગી મિત્રો અને વેશ્યાઓએ પણ તેમને ઘર બહાર કાઢી મૂક્યા. તેઓ ખોટાં લક્ષણવાળા હોવાથી સમાજમાં કોઈ એમની સાથે બોલવા પણ ઇચ્છતું નહોતું. તદ્દન દુઃખી અને નિરાશ થઈ બંને ગામમાંથી બહાર નીકળી ગયા. પશ્ચાત્તાપના અગ્નિથી કંઈક સંચિત પાપો બળી ગયાં. ભટકતાં ભટકતાં બંને એક યજ્ઞમંડપ પાસે જઈ પહોંચ્યા. પાપો બળી જવાથી દબાઈ રહેલું કોઈ પૂર્વનું પુણ્ય પ્રગટ થયું. ઋષિઓના વેદધ્વનિના શબ્દો એમના કાનમાં પડ્યા, કંઈક પુણ્ય ભેગું થયું. યજ્ઞ જોવાની ઇચ્છા થઈ. બંને યજ્ઞશાળામાં જઈ

પહોંચ્યા અને શ્રદ્ધાપૂર્વક યજ્ઞનાં દર્શન કરવા લાગ્યા. પવિત્ર વાતાવરણમાં આવવાથી અને યજ્ઞદર્શનથી ચિત્તની કંઈક શુદ્ધિ થતાં બંને પોતપોતાનાં પાપો યાદ કરી કરી પસ્તાવા લાગ્યા. 'હાય! અમારો આ ખોટાં કાર્યોના સમુદ્રમાંથી કેવી રીતે ઉદ્ધાર થશે? અમે વિષયલોલુપ થઈ જાણી જોઈ જે ભયંકર પાપો કર્યાં છે, તે કેવી રીતે નાશ પામશે? હવે અમે શું કરીએ? અમને પાપોથી છોડાવી શાંતિનો માર્ગ કોણ બતાવશે? અમારા જેવા અભાગિયા બીજા કોણ હશે કે જેમણે પોતાના કુળના અને માતા-પિતાના ધર્મ છોડી કેવળ પાપ કમાવામાં જ ઉંમર ગાળી નાખી હોય? આ સભામાં આ બ્રહ્મનિષ્ઠ મહાત્મા બ્રાહ્મણો ઘણા જ દયાળુ જણાય છે; પાપોથી છૂટવાનો ઉપાય તેઓ જરૂર બતાવશે.'

મનમાં આવો નિશ્ચય કરી પુંડરીક અને અંબરીષ બંને મિત્રો ઋષિઓના ચરણોમાં પડ્યા અને પોતપોતાનાં પાપો સરળ ચિત્તે સારી રીતે વખાણી વખાણી કહેવા લાગ્યા અને રડતાં રડતાં ભયભીત સ્વરે પાપોથી છૂટવાનો ઉપાય પૂછવા લાગ્યા. પાપ અને પુણ્ય બંને એવી ચીજ છે, કે જે છુપાવવાથી વધે છે અને પ્રગટ કરવાથી ઘટે છે. જેમ જેમ એમનાં પાપ એમને મોંથી પ્રગટ થયાં, તેમ તેમ તે જાણે નાશ પામવા લાગ્યાં. બ્રાહ્મણો અત્યંત દયાળુ હતા. તેમણે ઘણી ધીરજથી બંનેની વાતો સાંભળી તો ખરી, પરંતુ તેઓ કંઈ પણ ઉપાય બતાવી શક્યા નહિ, પરસ્પર એક બીજા તરફ તાકીને ચૂપ રહ્યા. તેમને એવું કોઈ પ્રાયશ્ચિત્ત જણાયું નહિ કે જેનાથી આમનાં પ્રબળ પાપોનો નાશ થઈ શકે. બ્રાહ્મણોને ચૂપ જોઈ બંને મિત્રો વળી

વિશેષ હતાશ થઈ રડવા લાગ્યા. ત્યારે બ્રાહ્મણોના સમૂહમાં બેઠેલા એક દયાર્દ્ર હૃદયવાળા ભક્તે અત્યંત સ્નેહથી હાસ્ય કરતાં કરતાં તેમને ધીરજ આપી કહ્યું : 'હે બ્રાહ્મણ અને ક્ષત્રિય! ગભરાઓ નહિ, ભગવાનને શરણે જાઓ, ભગવાનની કૃપાથી શરણે આવેલાનાં બધાં પાપો તરત નાશ પામી જાય છે. તમે પોતાનાં પાપો માટે જે પશ્ચાત્તાપ કરી રહ્યા છો, તે ઘણું જ શુભ લક્ષણ છે. જે મનુષ્ય પહેલાં કરેલાં પાપોનો પશ્ચાત્તાપ કરે છે અને આગળ પાપ ન કરવાનો દૃઢ સંકલ્પ કરી લે છે અને પોતાનું બાકીનું જીવન ભગવાનનાં ચરણોમાં સોંપી ભગવાનનું ભજન કરવા લાગે છે તેનાં બધાં પાપો તરત નાશ પામે છે અને ભગવાનની કૃપાથી તે ભગવાનનાં દુર્લભ દર્શન પામી કૃતાર્થ થઈ જાય છે. તેથી જો તમે પાપોથી છૂટવા ઇચ્છતા હો, તો તરત જ શ્રીજગન્નાથધામ–પુરી જાઓ અને ત્યાં ભગવાન પુરુષોત્તમનાં દર્શન કરો. એ શંખ-ચક્ર–ગદાધારી જગન્નાથને શરણે જવાથી તમારાં પાપો નાશ પામશે. તમે એ વિભુ ભગવાનને શરણે જાઓ. કૃપાસાગર તેઓ તમારા મનોરથ પૂરા કરશે.

ભક્ત મહર્ષિ પાસેથી આ પ્રમાણે ઉપદેશ પ્રાપ્ત કરી બન્ને મિત્રો આનંદથી પુરુષોત્તમ ક્ષેત્ર તરફ ઊપડ્યા અને મનોમન ભગવાન વિષ્ણુનું ધ્યાન કરતા કરતા પોતાનાં પહેલાંનાં પાપો માટે અત્યંત દુઃખી થતા, બન્ને થોડા દિવસોમાં ભગવાનના ધામ–પુરીમાં જઈ પહોંચ્યા. તેમણે તીર્થરાજ સમુદ્રના જળમાં સ્નાન કર્યું અને ભગવાનના મંદિરના દરવાજા આગળ સાષ્ટાંગ પ્રણામ કરતા કરતા તેઓ ભગવાન તરફ જોવા લાગ્યા, પરંતુ તેમને ભગવાનની

મૂર્તિનાં દર્શન થયાં નહિ. ભગવાનની મૂર્તિનાં દર્શન ન થવાથી તેમને ઘણું જ દુઃખ થયું અને તેઓ ભગવાનના પાપનાશક નામનું અત્યંત આર્તભાવે કીર્તન કરતા કરતા ત્યાં જ પડી રહ્યા. ત્રીજે દિવસે રાતે તેમને એક જ્યોતિનાં દર્શન થયાં. તે પછી ત્રણ દિવસ તેઓ નિશ્ચળ ભાવે પાછા કીર્તન કરતા કરતા ત્યાં જ રહ્યા. સાતમી રાત્રે તેમને ભગવાનની મૂર્તિનાં દર્શન થયાં. પછી દેવતાઓનાં સ્તવન સંભળાયાં. ત્યારે તેઓ પાપોથી છૂટી સાક્ષાત્ ભગવાનનાં દર્શન પામવા લાગ્યા.

તેમણે જોયું કે ભગવાનના હાથોમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ છે. દિવ્ય અલંકારોથી ભગવાન શણગારાયેલા છે. ભગવાનના ચરણોમાં રત્નજડિત પાવડીઓ છે. ખીલેલા કમળ જેવાં ભગવાનનાં નેત્ર છે અને તેઓ પ્રસન્નમુખ છે. ડાબી બાજુએ ભગવતી લક્ષ્મી બિરાજમાન છે અને ભગવાનને પાનનું બીડું આપી રહ્યાં છે. અનેક સેવિકાઓ વિવિધ પ્રકારે ભગવાનની સેવા કરી રહી છે. દેવતા, સિદ્ધ અને સનકાદિ દિવ્ય મુનિઓ મસ્તક નમાવી અને હાથ જોડી ભગવાનનું સ્તવન કરી રહ્યા છે. ભગવાન હસતા હસતા અને કૃપાદૃષ્ટિથી જોતા તેમને ન્યાલ કરી રહ્યા છે. નારદાદિ મુનિ અને ગંધર્વો સામે બેસી મનોહર સંગીત ગાઈ રહ્યા છે. ભગવાન ભક્તોના ગાયેલા સંગીતમાં ધ્યાન દઈ તેમના ઉપર અત્યંત અનુકંપા દર્શાવી રહ્યા છે. પ્રહ્‌લાદ વગેરે ભક્તશિરોમણિ સામે બેઠા બેઠા તેમના સ્વરૂપનું એકાગ્રતાથી ધ્યાન કરી રહ્યા છે અને ભગવાન જાણે તેમને પોતામાં ભેળવી રહ્યા છે. ભગવાનના વક્ષઃસ્થળ ઉપરના કૌસ્તુભ મણિમાં સામે બેઠેલા દેવ-ગંધર્વ

વગેરેનું પ્રતિબિંબ પડવાથી જાણે સાક્ષાત્ તેમની વિશ્વરૂપ મૂર્તિ પ્રગટ થઈ રહી છે. ભગવાનના મસ્તક ઉપર સતત પુષ્પવૃષ્ટિ થઈ રહી છે. આ પ્રમાણે વિવિધ પ્રકારે દિવ્ય લીલા-વિલાસી ભગવાનનાં દર્શન કરતાં તે જ ક્ષણે પુંડરીક અને અંબરીષને બધી વિદ્યાઓ પ્રાપ્ત થઈ ગઈ. સરસ્વતી જાણે તેમની જીભ ઉપર વિરાજ્યાં. વેદોએ તેમના હૃદયમાં સ્થાન કરી લીધું અને તેઓ હાથ જોડીને ભગવાનની વારંવાર પ્રદક્ષિણા કરી અત્યંત આનંદપૂર્વક સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી વિવિધ પ્રકારે ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા.

એ બન્નેની સ્તુતિ પછી દેવતાઓએ ભગવાનનું સ્તવન અને પૂજન કર્યું. ત્યાર પછી બધા દેવતાઓ ત્યાંથી ચાલ્યા ગયા. ત્યારે પુંડરીક અને અંબરીષની આંખો ઊઘડી અને તેમણે જ્ઞાનચક્ષુઓ વડે સ્વપ્ન પેઠે ભગવાનની દિવ્ય લીલાઓ જોઈને થોડો સમય માટે તેઓ દિવ્ય ભાવમાં મગ્ન થઈ ગયા. ત્યાર પછી તેમણે વળી ભગવાનનાં દિવ્ય દર્શન કર્યાં. આ વખતે તેમણે જોયું કે ભગવાન દિવ્ય સિંહાસન ઉપર વિરાજમાન છે. તેમના શરીરની કાંતિ આસમાની વાદળ જેવી છે. બન્ને નેત્રો ખીલેલાં કમળ પેઠે શોભી રહ્યાં છે. લાલ–લાલ હોઠ, મનોહર નાક અને કાનોમાં દિવ્ય કુંડળ શોભી રહ્યાં છે. ગળામાં વનમાળા, હાથોમાં શંખ, ચક્ર, ગદા, પદ્મ ધારણ કરેલાં છે. છાતી પહોળી છે. ગળામાં મનોહર હાર છે. મસ્તક ઉપર અમૂલ્ય મણિઓનો મુગટ શોભી રહ્યો છે. વક્ષઃસ્થળ ઉપર શ્રીવત્સનું ચિહ્ન અને કૌસ્તુભમણિ તથા હાથોમાં દિવ્ય બાજુબંધ ધારણ કરેલા છે. ભગવાનના લાંબા લાંબા હાથ છે, જે દીન અને દુઃખી પ્રાણીઓની રક્ષા માટે હમેશાં તૈયાર જ છે. ભગવાને

દિવ્ય પીતાંબર પહેરેલું છે, કેડમાં સોનાનો કંદોરો છે, દિવ્ય માળા અને દિવ્ય ગંધથી શણગારેલા સુવર્ણના પદ્માસન ઉપર વિરાજમાન છે. પાસે જ ડાબી બાજુએ હલાયુધધારી શ્રીબળદેવજી તથા બન્નેની વચમાં સુભદ્રાદેવીજી શોભી રહ્યાં છે. ભગવાનની ડાબી બાજુએ સુદર્શન ચક્ર છે. આ પ્રમાણે તેમણે ભગવાનનાં દર્શન કરીને તેમનું સ્તવન કર્યું અને બન્ને કૃતાર્થ થઈ ગયા. ત્યાર પછી તેઓ ભગવાન વિષ્ણુ પ્રત્યે ભક્તિપરાયણ થઈ નિરંતર નારાયણના નામજપ કરતા કરતા અંતે ભગવાનના પરમ ધામને પામ્યા.

કોઈ ગમે તેટલો પાપી ભલેને હોય, પરંતુ જો તે પહેલાં કરેલાં પાપોનો પશ્ચાત્તાપ કરે, રડી રડીને પોતાનાં પાપો પ્રગટ કરે અને ભગવાનને અનન્ય શરણે જાય, તો ભગવાનની કૃપાથી તેનાં પાપો ઘણાં જ જલદી નાશ પામી જાય છે અને તે ભગવાનનાં દુર્લભ દર્શન કરી કૃતાર્થ થાય છે. પુંડરીક અને અંબરીષનો આ ઇતિહાસ આ સિદ્ધાંતનું પ્રત્યક્ષ પ્રમાણ છે.

બોલો ભક્ત અને તેમના ભગવાનનો જય!

## ૧૩ : ભક્તરાજા ચિત્રકેતુ

પ્રાચીનકાળમાં શૂરસેન નામના દેશમાં ચિત્રકેતુ નામના સાર્વભૌમ, સદાચારી, ભગવદ્‌ભક્ત રાજા રાજ્ય કરતા હતા. રાજા બુદ્ધિ, બળ, વિદ્યા, લક્ષ્મી, કીર્તિ, ઉદારતા, ઐશ્વર્ય, રૂપલાવણ્ય વગેરેથી સંપન્ન હતા. પૃથ્વી કામધેનુ પેઠે તેમને મનવાંછિત વસ્તુઓ આપતી હતી. તેમને ઘણી રાણીઓ હતી, પરંતુ સંતાન એક પણ નહોતું. રાજા બુદ્ધિશાળી હોવા છતાં મોહવશ, સંતાનના અભાવથી હમેશાં દુઃખી થયા કરતા હતા. એક વાર પરદુઃખે દુઃખી અને પરોપકાર-પરાયણ અંગિરા ઋષિ, સદાચારી અને ભગવાનના ભક્ત રાજા ઉપર કૃપા કરી તેને ભગવાનના માર્ગમાં સુદૃઢ કરવા માટે રાજાને ત્યાં પધાર્યા; પરંતુ રાજાને પુત્રના અભાવથી દુઃખી જોઈ તેમણે જ્ઞાનોપદેશ ન દેતાં, ત્વષ્ટા દેવતાનો યજ્ઞ કર્યો અને યજ્ઞ પૂર્ણ થયા પછી યજ્ઞનું વધેલું અન્ન રાજાને આપી કહ્યું, કે આ અન્ન તમારી રાણીને ખવડાવજો, એથી તમને એક પુત્ર થશે અને તેનાથી તમને હર્ષ-શોક બંને પ્રાપ્ત થશે. ઋષિએ વિચાર્યું કે ભગવદ્‌ભક્તિ અને સદાચાર હોવા છતાં હજી રાજાના મનમાં પુત્રનો મોહ છે. જ્યાં સુધી આ પુત્રપ્રાપ્તિ પછી પુત્રથી થનાર દુઃખને નહિ જુએ, ત્યાં સુધી આનો મોહ દૂર થવો કઠણ છે; તેથી હમણાં જ્ઞાનોપદેશ નહિ કરતાં તેમણે યજ્ઞ કરાવી રાજાની પુત્રની ઇચ્છા પૂરી કરી. ત્યાર પછી તેઓ ત્યાંથી ચાલ્યા ગયા.

રાજાએ તે અન્ન પોતાની સૌથી મોટી અને શ્રેષ્ઠ રાણી કૃતદ્યુતિને આપ્યું અને રાણીએ તે ખાઈ રાજા-

થી ગર્ભ ધારણ કર્યો. સમય પૂરો થતાં બાળક ઉત્પન્ન થયો. રાજકુમારના જન્મથી રાજાને ઘણી જ પ્રસન્નતા થઈ. આખા રાજ્યમાં આનંદની વધાઈઓ–બક્ષિસો વહેંચાવા લાગી; પરંતુ રાજાની બીજી રાણીઓને અતિશય દુઃખ થયું. તેઓ બધી કૃતદ્યુતિને પુત્ર થયેલો જોઈ બળવા લાગી અને તેમણે દ્વેષબુદ્ધિથી વિવેક ગુમાવી અંતરની બળતરાથી રાજકુમારને ઝેર દઈ દીધું. રાજકુમારનું મૃત્યુ થયું. રાજા અને રાણી કૃતદ્યુતિ દુઃખસાગરમાં ડૂબી ગયાં. રાજા માથું પછાડી પછાડી રડવા લાગ્યો.

અહીં એક શીખવાની વાત એ છે કે એકથી વધારે લગ્નકરવાથી આ પ્રકારનું અનિષ્ટ થવાનો સંભવ રહે જ છે. રાજા દશરથનું મરણ અને શ્રીરામના વનવાસમાં પણ લૌકિક દૃષ્ટિથી આ શોક–દ્વેષ જ મુખ્ય કારણ હતું. તેથી પુરુષે એક સ્ત્રીની હયાતીમાં ભૂલેચૂકે પણ બીજું લગ્ન કરવું ન જોઈએ. બીજી વાત એ છે કે સંસારના તમામ વિષયો વિયોગશીલ અને દુઃખથી ભરેલા છે. જે વસ્તુની પ્રાપ્તિમાં જેટલું સુખ થાય છે, તેનો નાશ થતાં તેથી જ વધારે દુઃખ થાય છે. રાજા ચિત્રકેતુને પુત્રની પ્રાપ્તિ થતાં જેટલું સુખ થયું હતું, તેનાથી અનંતગણું વિશેષ દુઃખ પુત્રના મૃત્યુથી થઈ રહ્યું છે. રાજા અને રાણી બંને વિવિધ પ્રકારના વિલાપ કરી અતિશય સંતાપથી ઘણા જ ઊંચા સ્વરે કારમી ચીસો પાડી પાડી રોઈ રહ્યાં છે. એ બંને સ્ત્રી–પુરુષનો વિલાપ સાંભળી આસપાસનાં બધાં સ્ત્રી–પુરુષો દુઃખી થઈ રડવા લાગ્યાં. રાજા ચિત્રકેતુને આવી વિપત્તિમાં પડેલો જોઈ મહર્ષિ અંગિરા અને દેવર્ષિ નારદ દયાવશ થઈ ત્યાં આવી પહોંચ્યા. તેઓ રાજાને

મરેલા બાળકની પાસે મડદાની પેઠે બેભાન દશામાં પડેલ જોઈ વિવિધ પ્રકારની યુક્તિઓથી તેને સમજાવવા લાગ્યા. તેમણે કહ્યું :

'હે રાજન્! તું જેને માટે આટલો શોક કરી રહ્યો છે, રડી રહ્યો છે, તે કહે તો ખરો કે તારો કોણ છે? આ જન્મ પહેલાં તું એનો કોણ હતો અને હવે આગળ કોણ થશે? તું નક્કી સમજી લે કે જેમ જળના પ્રવાહથી એક જગ્યાની રેતી અલગ અલગ કેટલી યે જગ્યાએ વહી જાય છે અને કેટલી યે જગ્યાની દૂરદૂરથી આવી એક જગ્યાએ એકઠી થઈ જાય છે, એ જ પ્રમાણે નિયંત્રણકર્તા કાળ વડે બધા દેહધારીઓને પોતપોતાનાં કાર્યો પ્રમાણે કોઈ વાર સંયોગ અને કોઈ વાર વિયોગ થયા કરે છે. આ પિતા–પુત્રનો સંબંધ આરોપેલો છે, કેવળ કલ્પના જ છે. અમારાં અને તમારાં આ શરીરો ન તો જન્મ પહેલાં હતાં કે ન તો મૃત્યુ પછી રહેશે. હાલમાં પણ વાસ્તવિક રીતે તે સત્ નથી, તેથી શરીરના નાશથી તું શોક ન કર.'

ઋષિઓનાં વચન સાંભળી રાજાને કંઈક શાંતિ વળી અને તે ઊઠી આંસુ લૂછી કહેવા લાગ્યો : 'હે મહાત્માઓ! આપ બંને કોણ છો? આપ ઘણા જ જ્ઞાની અને મહાત્માઓના પણ મહાત્મા છો. મારા જેવા વિષયોમાં ફસેલા લોકોને જ્ઞાન આપવા માટે આપ જેવા ભગવત્પ્રિય સિદ્ધ મહાત્માઓ નિઃસ્વાર્થભાવે અવધૂત–વેષ ધારણ કરી પૃથ્વી પર ઘૂમ્યા કરે છે. હું ગ્રામ્ય પશુ જેવો અજ્ઞાન–મૂઢ બુદ્ધિવાળો છું. ભયંકર અંધકારમાં ડૂબી રહ્યો છું. આપ બંને મહાત્મા જ્ઞાનરૂપી દીપક પ્રગટાવી મને બચાવો.'

રાજાનાં આવાં વચનો સાંભળીને મહર્ષિ અંગિરાએ કહ્યું: 'હે રાજન્! હું એ જ અંગિરા છું, કે જેણે તારી પ્રબળ ઇચ્છાથી તને આ પુત્ર આપ્યો હતો અને મારી સાથે આ મહાત્મા બ્રહ્મપુત્ર દેવર્ષિ નારદજી છે. અમને લાગ્યુ, કે આ વખતે તું પુત્રશોકથી દુસ્તર અજ્ઞાનના સમુદ્રમાં ડૂબી રહ્યો છે. તું ભગવાનનો ભક્ત અને બ્રહ્મણ્ય છે, તારે આ રીતે મોહમાં તણાઈ જવું યોગ્ય નથી. તારા આ મોહનો નાશ કરવા માટે જ અમે બંને અહીં આવ્યા છીએ. હે રાજન્! હું જ્યારે પહેલાં આવ્યો હતો, ત્યારે તને જ્ઞાનોપદેશ દેવાનો મારો વિચાર હતો; પરંતુ તે વખતે તને પુત્રપ્રાપ્તિના મોહમાં પડેલ જોઈ મેં પુત્ર જ આપ્યો. હવે તને સારી રીતે જણાઈ રહ્યું છે, કે જેમને પુત્ર છે, તે ગૃહસ્થોને કેટલો બધો સંતાપ થાય છે? જ્યારથી પુત્રપ્રાપ્તિની ઇચ્છા મનમાં જાગ્રત થાય છે, ત્યારથી દુઃખની શરૂઆત થાય છે. પહેલાં અભાવનું દુઃખ રહે છે, ગર્ભ ધારણ પછી દસ મહિના સુધી માતાને વિવિધ પ્રકારનાં દુઃખો ભોગવવાં પડે છે. પ્રસવસમયની પીડા તો અસહ્ય હોય છે. બાળકનો જન્મ થતાં તેના લાલન–પાલનમાં માતાપિતાને ઘણી તકલીફ પડે છે, પરંતુ મોહવશ એ માતાપિતા આ દુઃખમાં સુખનુ સ્વપ્ન જુએ છે. ત્યાર પછી જ્યારે વિયોગ થાય છે, પુત્રને છોડી દઈ મરવું પડે છે અથવા પુત્ર પહેલો મરી જાય છે ત્યારે તો દુઃખનો કંઈ પાર જ રહેતો નથી. આજે તમે પણ આ જ દુઃખથી પીડાઓ છો.

'એ અવશ્ય સમજો, કે સ્ત્રી, ધન, ઘર, ઐશ્વર્ય અને વિવિધ પ્રકારની સંપત્તિઓ–આ બધી વસ્તુઓ મોહ-

ને લીધે આ જ પ્રમાણે જીવને સંતાપ આપનારી છે. શબ્દાદિ વિષય, રાજ્ય, ધન, પુત્ર, સ્ત્રી, સ્વામી વગેરે બધી ચીજો અનિત્ય અને ક્ષણભંગુર છે. આ પૃથ્વી રાજ્ય, બળ, ખજાનો, નોકરો, દીવાન, મિત્રો, અંતરંગ મિત્રો વગેરે બધું જ શોક, મોહ, ભય અને પીડા દેનાર અને ગંધર્વનગરના જેવું (હોય નહિ, છતાં નેત્ર-દોષથી આકાશમાં દેખાનાર પદાર્થોની પેઠે) જરા જરા વારમાં દેખાનારું અને નાશ પામનારું છે. આ બધું સ્વપ્ન અથવા માયા મનોરથ જેવું અસત્ છે. હે રાજન્! આ બધા દૃશ્ય પદાર્થો મનથી કલ્પેલા છે, યથાર્થ નથી. કેમ કે તેઓ હમણાં દેખાય છે અને બીજી ક્ષણે નાશ પામે છે. પોતપોતાની ભાવના પ્રમાણે જ આ બધું સુખ-દુઃખ દેનારું જણાય છે. આ દ્રવ્ય, જ્ઞાન અને ક્રિયાત્મક શરીર એ જ શરીરાભિમાની જીવને વિવિધ પ્રકારનાં દુઃખ દેનારું છે, તેથી એકાગ્ર ચિત્તે તત્ત્વનો વિચાર કરો અને એક સત્-ચિત્-આનંદઘન પરમાત્માને છોડી બીજી બધી વસ્તુઓ અસત્ સમજી શાંતિ ધારણ કરો.'

ત્યાર પછી દેવર્ષિ નારદે શોકથી વ્યાકુળ રાજાને આશ્વાસન આપવા માટે રાજકુમારના જીવાત્માનું આહ્વાન કરી તેને જીવતો કર્યો અને તે કહેવા લાગ્યા: 'હે જીવાત્મા! જુઓ, તમારાં માતા-પિતા અને બંધુ-બાંધવો તમારે માટે રડી રહ્યાં છે. તું એમનો પુત્ર અને બંધુ હોવા છતાં એમની પાસે કેમ રહેતો નથી?' જીવાત્માએ કહ્યું: 'આ કયા કયા જન્મમાં મારાં માતાપિતા થયાં હતાં? હું તો મારાં કર્મોનું ફળ ભોગવવા માટે દેવતા, મનુષ્ય, પશુ વગેરે અનેક યોનિઓમાં ભ્રમણ કરી રહ્યો છું. જીવ પર-

સ્પરમાં કોઈ વાર ભાઈ, કોઈ વાર પિતા, કોઈ વાર પુત્ર, કોઈ વાર મિત્ર, કોઈ વાર શત્રુ, કોઈ વાર સજાતીય, કોઈ વાર વિજાતીય, કોઈ વાર રક્ષક, કોઈ વાર વિનાશક, કોઈ વાર આત્મીય અને કોઈ વાર ઉદાસીન બન્યા કરે છે. અહીં કોણ કોનું, પોતાનું અને યથાર્થ સંબંધી છે? આ લોકો મને પુત્ર માની રડવાને બદલે શત્રુ સમજી ખુશી કેમ નથી થતા? જેમ સોના–ચાંદી વગેરે ખરીદ–વેચાણની ચીજો, ખરીદનાર–વેચનાર વેપારીઓ પાસે આવતી–જતી રહે છે, તે જ પ્રમાણે જીવ પણ વિવિધ પ્રકારની યોનિઓ-માં આવતો–જતો રહે છે. અહીં ઘર, સ્ત્રી, પુત્ર વગેરેનો કોઈ પણ સંબંધ સાચો અને સ્થાયી નથી. જેટલા દિવસ જેની સાથે જેનો સંબંધ રહે છે, તેટલા દિવસ તેનું તેના ઉપર મારાપણું રહે છે. આત્મા નિત્ય શુદ્ધ છે, પરંતુ જેટલા સમય સુધી તે શરીરસ્થ થઈ જેની પાસે રહે છે, તેટલા કાળ સુધી તે જીવાત્મા ઉપર તેનો અધિકાર રહે છે. આત્મા ખરી રીતે નથી કદી મરતો કે નથી કદી જન્મતો. આત્મા નિત્ય, અવિનાશી, સૂક્ષ્મ, સર્વાધાર અને સ્વયંપ્રકાશ છે. ખરી રીતે શ્રીભગવાન જ પોતાની માયાના ગુણો વડે વિશ્વરૂપમાં પ્રગટ થાય છે. આત્મા માટે કોઈ પોતાનું–પારકું અથવા પ્રિય–અપ્રિય નથી. તે એક છે અને હિત તથા અહિત કરનાર, મિત્ર–શત્રુ વગેરે વિવિધ પ્રકારની બુદ્ધિઓનો સાક્ષી માત્ર છે. આત્મા સાક્ષી રૂપે સદા ઉદાસીન ભાવે રહે છે. તે કોઈ પણ સંબંધ અથવા ગુણદોષો ગ્રહણ કરતો નથી, તેથી આમનું પુત્ર-શોકથી વ્યાકુળ થવું મોહજન્ય છે. આત્મા કદી પણ મરતો નથી અને શરીર નિત્ય રહેતું નથી; પછી એ શા માટે

રડી રહ્યા છે ?'

રાજપુત્રનો જીવાત્મા આ પ્રમાણે કહી ચાલ્યો ગયો. એની વાતોથી સૌનાં મોહ-બંધન તૂટી ગયાં. મૃતદેહનો અંત્યેષ્ટિ સંસ્કાર કરવામાં આવ્યો. બાળકને મારનારી રાણીઓ પણ આ વાતો સાંભળતી હતી. જ્યારે તેમણે જાણ્યું કે પુત્ર વગેરે બધું દુઃખનું જ કારણ છે, ત્યારે તેઓ અત્યંત શરમાઈ ગઈ અને તેમણે યમુનાતીરે જઈ પોતાનાં પાપનું પ્રાયશ્ચિત્ત કર્યું. રાજા ચિત્રકેતુ પણ જીવાત્મા અને ઋષિઓનાં વચનોથી શોક, મોહ, ભય અને ક્લેશ દેનારા અને મહાકષ્ટે છૂટતા ઘરના સ્નેહને છોડી જેમ હાથી તળાવના કાદવમાંથી નીકળે છે, તે જ પ્રમાણે ઘરરૂપી અંધારા કૂવામાંથી બહાર નીકળી આવ્યા અને યમુનાતટે જઈ વિધિપૂર્વક સ્નાન અને તર્પણ વગેરે કરી મનનશીલ અને જિતેંદ્રિય થઈ મહર્ષિ અંગિરા અને દેવર્ષિ નારદજીને ભગવત્-પદપ્રાપ્તિનું સરળ સાધન પૂછવા લાગ્યા. ભક્ત જિતેંદ્રિય અને શરણાગત રાજા ચિત્રકેતુને અધિકારી જાણી ભક્તરાજ દેવર્ષિ નારદજીએ તેમને સ્તુતિવિદ્યા બતાવી કહ્યું, કે તમે બુદ્ધિ, મન, ઇંદ્રિય અને શરીરથી સંયમી થઈ આ પરમ કલ્યાણકારી મંત્ર ગ્રહણ કરો. શ્રદ્ધા, ભક્તિ અને શરણાગતિપૂર્વક સાત દિવસ સુધી આનું અનુષ્ઠાન કરવાથી તમને ભગવાન સંકર્ષણ દેવનાં દર્શન થશે અને હે નરેન્દ્ર! મોટા મોટા દેવો જે પ્રભુના ચરણોનો આશ્રય લઈ દ્વૈત-ભ્રમથી છૂટી તરત જ જે અમાપ મહિમાને પ્રાપ્ત થયા છે, તેને તમે પણ પ્રાપ્ત કરશો. તે સ્તુતિમયવિદ્યા આ છે–

ॐ नमस्तुभ्यं भगवते वासुदेवाय धीमहि ।
प्रद्युम्नायानिरुद्धाय नमः संकर्षणाय च ॥
नमो विज्ञानमात्राय परमानन्दमूर्तये ।
आत्मारामाय शान्ताय निवृत्तद्वैतदृष्टये ॥
आत्मानन्दानुभूत्यैव न्यस्तशक्त्यूर्मये नमः ।
हृषीकेशाय महते नमस्ते विश्वमूर्तये ॥
वचस्युपरतेऽप्राप्य य एको मनसा सह ।
अनामरूपश्चिन्मात्रः सोऽव्यान्नः सदसत्परः ॥
यस्मिन्निदं यतश्चेदं तिष्ठत्यप्येति जायते ।
मृन्मयेष्विव मृज्जातिस्तस्मै ते ब्रह्मणे नमः ॥
यन्न स्पृशन्ति न विदुर्मनो बुद्धीन्द्रियासवः ।
अन्तर्बहिश्च विततं व्योमवत्तं नतोऽस्म्यहम् ॥
देहेन्द्रियप्राणमनोधियोऽमी यदंशविद्धाः प्रचरन्ति कर्मसु ।
नैवान्यदा लोहमिवाप्रतप्तं स्थानेषु तद्द्रष्ट्रपदेशमेति ॥

ॐ नमो भगवते महापुरुषाय महानुभावाय महाविभूतिपतये सकलसात्वतपरिवृढनिकरकरकमलकुड्मलोपलालितचरणारविन्दयुगल परम परमेष्ठिन्नमस्ते ॥

(श्रीमद्भागवत ६ । १६, १८–२५)

'હે ભગવન્! વાસુદેવ, પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ અને સંકર્ષણરૂપે વિરાજમાન આપ પરમાનંદ સ્વરૂપ છો, આત્મારામ છો, શાંત છો, દ્વૈતદષ્ટિ આપનાથી દૂર રહે છે; હું આપને નમસ્કાર કરું છું. હે પ્રભો! આપ આત્માનંદના અનુભવથી માયારચિત પ્રપંચ વગેરે તરંગોને હરાવી દો છો, આપ ઇંદ્રિયોના સ્વામી અને મહાન છો, આપ જ

વિશ્વરૂપ વડે પ્રગટ છો, હું આપને નમસ્કાર કરું છું. હે પરમાત્મન્! મન સહિત સમસ્ત ઇંદ્રિયો આપના સ્વરૂપ સુધી નહિ પહોંચી ઉપરામ થઈ જાય છે; આપ સત્ અને અસત્‌થી પર નામરૂપરહિત કેવળ ચિત્‌સ્વરૂપ છો; આપ સિવાય બીજું કંઈ જ નથી; આપ અમારું રક્ષણ કરો. આ કાર્ય-કારણરૂપ જગત જેમાં રહેલું છે, જેનાથી ઉત્પન્ન થાય છે અને જેમાં લય પામે છે, જે માટીમાંથી બનેલા ઘડા વગેરે પદાર્થોમાં માટીની પેઠે સર્વત્ર વ્યાપ્ત છે, તે બ્રહ્મસ્વરૂપ આપને હું નમસ્કાર કરું છું. આકાશની પેઠે અંદર અને બહાર સર્વત્ર હમેશાં વ્યાપ્ત રહેવા છતાં પણ મન, બુદ્ધિ, ઇંદ્રિયો અને પ્રાણ જેનો સ્પર્શ કરી શકતાં નથી, તે વિભુ ભગવાનને મારા નમસ્કાર છે. દેહ, ઇંદ્રિયો, પ્રાણ, મન અને બુદ્ધિ એ બધા જેના ચૈતન્ય અંશવાળાં હોવા છતાં ય પોતપોતાના કર્મોમાં જોડાય છે તથા જે ચૈતન્યનો સંબંધ ન હોવા છતાં પણ જેમ અગ્નિમાં તપાવ્યા વિના લોઢાનો ગોળો બળી શકતો નથી, તે જ પ્રમાણે જે ક્રિયાશૂન્ય રહે છે, તે ચૈતન્ય જ સર્વનું સાક્ષી કહેવાય છે. તે સાક્ષી સ્વરૂપને જાણવાથી જ જીવનું કલ્યાણ થાય છે. તે મહાપુરુષ, મહાનુભાવ, મહાવિભૂતિપતિ ભગવાનને નમસ્કાર છે. મહાન શ્રેષ્ઠ ભક્તો નિરંતર પોતાનાં કરકમળોની કળીઓ વડે આપનાં બન્ને ચરણકમળોની સેવા કરે છે. હે સર્વશ્રેષ્ઠ સર્વેશ્વર! આપને નમસ્કાર છે.

દેવર્ષિ નારદ અને મહર્ષિ અંગિરા શરણે આવેલા ચિત્રકેતુને આ સ્તુતિમયી વિદ્યાનો ઉપદેશ કરી બ્રહ્મલોકમાં ચાલ્યા ગયા. રાજા ચિત્રકેતુએ નારદના ઉપદેશ પ્રમાણે સાત દિવસ સુધી કેવળ જળ ઉપર રહી શ્રદ્ધા

ભક્તિપૂર્વક એકાગ્ર ચિત્તે ઉપરોક્ત વિદ્યાના જપ કર્યો. સાત રાત્રિ વીત્યા પછી આ વિદ્યાના પ્રભાવથી રાજા ચિત્રકેતુ વિદ્યાધરોના સ્વામી થઈ ગયા. પછી થોડા દિવસોમાં જ એ વિદ્યાના બળથી રાજા મનોગતિ પ્રમાણે દેવાધિદેવ ભગવાનના છેલ્લા સ્વરૂપના ચરણોમાં જઈ પહોંચ્યા.

ત્યાં જઈ રાજાએ જોયું કે ભગવાન સંકર્ષણ, સનત્કુમાર વગેરે સિદ્ધેશ્વર મહાત્માઓથી વીંટળાઈને બેઠા છે. તેમનો રંગ કમળની દાંડીના જેવો ગૌર છે; તેઓએ આસમાની રંગનાં વસ્ત્રો પહેર્યાં છે, પ્રકાશમાન મુગટ, કેયૂર, કંદોરો અને કંકણ વગેરેથી સુશોભિત છે. તેમનું મુખ પ્રસન્ન અને નેત્ર લાલ છે. આ પ્રમાણે છેલ્લા રૂપમાં સર્વેશ્વર ભગવાનનાં દર્શન કરતાં જ રાજાનાં બધાં પાપો નાશ પામી ગયાં અને તેનું અંતઃકરણ સ્વસ્થ અને નિર્મળ થઈ ગયું. પ્રેમાવેશથી શરીર પુલકિત થઈ ગયું, નેત્રોમાંથી આનંદાશ્રુ વહેવા લાગ્યાં અને વાણી અટકી ગઈ. ત્યાર પછી રાજાએ આદિ પુરુષ ભગવાન સંકર્ષણને ભક્તિપૂર્વક પ્રણામ કર્યા. રાજાએ સ્તુતિ કરવાનું શરૂ કર્યું પરંતુ પ્રેમવશ તેમનો કંઠ અટકી ગયો. ઘણીવાર સુધી સ્તુતિ કરી શકાઈ નહિ અને તે પવિત્ર કીર્તિ ભગવાનનાં ચરણોને પ્રેમાશ્રુઓ વડે ભીંજવવા લાગ્યા. થોડી વાર પછી જ્યારે કંઈક બોલવાની શક્તિ આવી, ત્યારે રાજાએ એકાગ્ર ચિત્તે શાસ્ત્ર પ્રમાણે જગદ્ગુરુ પરમેશ્વરની સ્તુતિ કરી. સ્તુતિથી અત્યંત પ્રસન્ન થઈ ભગવાન અનંત વિદ્યાધરાધિપતિ રાજા ચિત્રકેતુને કહેવા લાગ્યા :

'હે રાજન્! નારદ અને અંગિરાએ મારા સંબંધી તમને જે વિદ્યાનો ઉપદેશ આપ્યો હતો, તેના પ્રભાવથી

તમે મારાં દર્શન પામી સંપૂર્ણપણે સિદ્ધ થઈ ગયા છો. હું જ સમસ્ત ભૂત–પ્રાણીઓ છું, હું જ તેમનો આત્મા અને ઉત્પન્ન કરનાર છું. જુઓ, શબ્દબ્રહ્મ અને પરબ્રહ્મ બન્ને મારાં જ નિત્ય સ્વરૂપો છે. લોકમાં આત્મા સત્યરૂપે અને આત્મામાં લોક આરોપિતરૂપે વ્યાપ્ત છે અને હું બન્નેમાં કારણરૂપે વ્યાપ્ત છું. આ બન્ને મારામાં જ રચાયેલાં છે. જેમ ઊંઘતો મનુષ્ય સ્વપ્નમાં વિવિધ પ્રકારની વસ્તુઓ જુએ છે અને પોતાને વિશ્વના એક દેશમાં રહેલો ને જાગેલો માને છે, તે જ પ્રમાણે પ્રત્યક્ષ જાગવાનું પણ જીવની ઉપાધિભૂત બુદ્ધિની જ એક ખાસ અવસ્થા છે અને તે માયાથી જ આત્મામાં કલ્પિત છે. આ જાણી આત્માને એ અવસ્થાઓના સાક્ષી અને તેમનાથી રહિત સમજો. ઊંઘતો મનુષ્ય સુષુપ્તિ અવસ્થામાં જેના વડે ગાઢ નિદ્રાને અને અતીન્દ્રિય સુખને જાણે છે, તે આત્મારૂપ બ્રહ્મ હું જ છું. હે રાજન્! નિદ્રા અને જાગરણ એ બંને અવસ્થાઓનું અનુસંધાન કરવાથી જે પુરુષ એ બંનેમાં જ્ઞાનના પ્રકાશરૂપે હયાત છે અને બન્નેથી અલગ છે, તે જ પરમ જ્ઞાન છે અને તે બ્રહ્મ છે. આ દ્રષ્ટારૂપી બ્રહ્મસ્વરૂપે ભૂલીને જ જીવ આત્માથી અલગ થઈ જાય છે, અને એથી જ જન્મ–મરણરૂપ સંસારની પ્રાપ્તિ થાય છે. આ મનુષ્ય શરીરમાં જ્ઞાન અને વિજ્ઞાનની પ્રાપ્તિ થાય છે; જે આ મનુષ્યદેહ પામવા છતાં આત્માને જાણતો નથી, તેનું કોઈ પણ યોનિમાં કલ્યાણ નથી થતું. વિષયોમાં પ્રવૃત્ત થવાથી જ કલેશ અને ઊલટું ફળ થાય છે. વિષયોથી નિવૃત્ત થવામાં કંઈ જ ડર નથી, તેથી બુદ્ધિમાન પુરુષે વિષયોથી નિવૃત્ત થવું જોઈએ. જગતમાં સ્ત્રી–પુરુષ બધાં સુખની પ્રાપ્તિ અને દુઃખના

નાશ માટે વિવિધ પ્રકારનાં કર્મ કર્યા કરે છે, પરંતુ એ કર્મોથી નથી તો એને સુખ મળતું કે નથી તો દુઃખ પણ દૂર થતું. આ પ્રમાણે કર્મોમાં જોડાઈ રહેલા પોતાને બુદ્ધિમાન અને જાણકાર સમજી અભિમાન કરનારા પુરુષોને સુખ નહિ મળતાં દુઃખ જ મળ્યા કરે છે. આત્માની સૂક્ષ્મ ગતિ જાગ્રત–સ્વપ્ન–સુષુપ્તિ ત્રણે અવસ્થાઓથી પર છે, એવું સમજી વિવેક વડે આ લોક અને પરલોકના વિષયોથી ચિત્ત હઠાવી લેવું જોઈએ; અને જ્ઞાન–વિજ્ઞાન વડે સંતુષ્ટ થઈ મનુષ્યે મારી ભક્તિ કરવી જોઈએ. યોગમાર્ગમાં નિપુણ બુદ્ધિવાળા મનુષ્યે આ વાત સારી રીતે જાણી લેવી જોઈએ કે એક જ પરમાત્મા સર્વ સ્થાનોમાં હમેશાં વ્યાપ્ત છે. તે જ સર્વ કંઈ છે. હે રાજન્! તમે જો સાવધાન થઈ શ્રદ્ધાપૂર્વક મારો આ ઉપદેશ સ્વીકારશો, તો તરત જ જ્ઞાન–વિજ્ઞાનયુક્ત થઈ તમે મારા સ્વરૂપની પ્રાપ્તિરૂપ પરમ સિદ્ધિ પામી શકશો. જગદ્ગુરુ વિશ્વાત્મા ભગવાન શ્રીહરિ આ પ્રમાણે ચિત્રકેતુને આશ્વાસન આપી તેમના દેખતાં જ ત્યાંથી અંતર્ધાન થઈ ગયા.

હવે રાજા ચિત્રકેતુ સમદૃષ્ટિ પ્રાપ્ત કરી દ્વંદ્વરહિત થઈ ગયા. તેઓ કામના, સ્પૃહા, મમતા અને અહંતાનો ત્યાગ કરી નિત્ય પરમાત્મામાં જોડાઈ રહી તપોબળથી ચૌદે ભુવનોમાં ઇચ્છા પ્રમાણે વિચરણ કરવા લાગ્યા. એક દિવસે તેમણે તેજસ્વી વિમાન ઉપર બેસી આકાશમાર્ગે જતી વખતે મુનિઓની સભામાં ભવાનીને ભગવાન શંકરના પડખામાં બેઠેલાં જોયાં. ચિત્રકેતુને આ વ્યવહાર બરાબર ન લાગ્યો. તેણે તેમની કડવી–આકરી ટીકા કરી. આથી ભગવાન શંકર હસી પડ્યા, પરંતુ ભવાનીથી ન રહેવાયું. તેમણે આ ખડ્ડ અવિનયી થઈ ગયો છે અને ભગવાનના ચરણોમાં

રહેવા લાયક નથી, એમ વિચારી ચિત્રકેતુને શાપ દઈ દીધો. ‘તું અહીંથી જઈ અસુર યોનિમાં જન્મ લે.’

શ્રી સતીનો શાપ સાંભળી જોકે રાજા ચિત્રકેતુને કંઈ પણ શોક થયો નહિ, કેમ કે તેઓ તો સર્વત્ર, બધો જ વખત ભગવાનને જોતા હતા. આથી તેઓ સમજ્યા કે અસુરયોનિમાં પણ મારા ભગવાન મારાથી દૂર નહિ થાય પછી શી ચિંતા છે? છતાં શિષ્ટાચાર પ્રમાણે ભવાની પાસે ક્ષમા માગવા માટે તેઓ વિમાનમાંથી ઊતરીને સતીના ચરણોમાં પડી નમ્રતાપૂર્વક તેમની પ્રત્યે બોલ્યા : ‘માતાજી! આપે કૃપા કરી જે શાપ આપ્યો, તેનો હું સાદર સ્વીકાર કરું છું. હું જાણું છું કે દેવો મનુષ્યો માટે જે કંઈ કહે છે, તે તેમના કર્મ પ્રમાણે જ કહે છે. અજ્ઞાનથી મોહિત થઈ પ્રાણી આ સંસારચક્રમાં ફરતો ફરતો સદા અને સર્વત્ર સુખ–દુઃખ ભોગવતો જ રહે છે. આ ગુણોના પ્રવાહરૂપ સંસારમાં શાપ–વરદાન, સ્વર્ગ–નરક અને સુખ–દુઃખ વસ્તુતઃ કંઈ જ નથી. હે દેવી! સ્વયં બંધનાદિથી રહિત એક પરમેશ્વર જ પોતાની માયા વડે સર્વ પ્રાણીઓ રચે છે અને તેમનાં સુખ–દુઃખ અને બંધમોક્ષની વ્યવસ્થા કરે છે. હે માતા! એ ઈશ્વરનો નથી તો કોઈ પ્રિય કે કોઈ અપ્રિય; નથી કોઈ પોતાનું કે પારકું; નથી કોઈ જાતિવાળો કે નથી કોઈ બંધુ. તેઓ સર્વત્ર સમાન અને અસંગ છે, એ ભગવાનને જ્યારે સુખમાં પ્રેમ નથી ત્યારે ક્રોધ ક્યાંથી હશે? છતાં એમની માયાથી જીવ જે પુણ્ય–પાપરૂપ કર્મો કરે છે, તેઓ તેમના સુખ–દુઃખ, હિત–અહિત, બંધ–મોક્ષ, જન્મ–મૃત્યુ અને સંસારનું કારણ થાય છે. હે દેવી! હું શાપથી છૂટવા માટે આપને પ્રસન્ન કરી રહ્યો નથી.

મારા જે શબ્દો આપને ખરાબ લાગ્યા છે, તે માટે આપ મને ક્ષમા કરો.'

આ પ્રમાણે કહી શિવ–સતીને પ્રસન્ન કરી રાજા ચિત્રકેતુ સૌની સમક્ષ જ વિમાન ઉપર ચઢીને આકાશમાર્ગે ચાલ્યા ગયા. એમની આવી સ્થિતિ જોઈને ત્યાં બેઠેલા બધા લોકોને ઘણું આશ્ચર્ય થયું. ત્યાર પછી શિવે ભક્તોની પ્રશંસા કરતાં બધાની સમક્ષ સતીને કહ્યું: 'હે સુશ્રોણી! જોયુ તમે અદ્‌ભુત કર્મ કરનાર ભગવાન શ્રીહરિના દાસાનુદાસ નિઃસ્પૃહી મહાત્માઓનું માહાત્મ્ય! ભગવાન નારાયણપરાયણ થયેલા ભક્તો કોઈનાથી યે ક્યારે પણ ડરતા નથી; તેઓ નિત્ય નિર્ભય થઈ સ્વર્ગ, નરક અને મોક્ષમાં સમદૃષ્ટિવાળા રહે છે. હે દેવી! ભગવાનની લીલાથી જ જીવોને દેહની પ્રાપ્તિ થઈ તેમાં સુખ–દુઃખ, જન્મ–મરણ અને શાપ અનુગ્રહ થયા કરે છે અને તેમાં જેમ સ્વપ્નમાં મનુષ્યને સુખદુઃખ થાય છે, અથવા દોરડીમાં જેમ સાપનો ભ્રમ થાય છે, તે જ પ્રમાણે અજ્ઞાનથી ઇષ્ટ-અનિષ્ટનું જ્ઞાન થાય છે. ભગવાન વાસુદેવમાં ભક્તિ કરનારા જ્ઞાન અને વૈરાગ્યના બળથી સંપન્ન પુરુષ કોઈ પણ સંસારી પદાર્થને 'આ સારો છે,' એમ સમજી તેનો આશરો લેતા નથી. હું, સનત્કુમાર, નારદ, મરીચિ વગેરે બ્રહ્માના પુત્ર મહર્ષિઓ તથા ઇંદ્રાદિ દેવતા પણ જ્યારે પરમેશ્વરની લીલાનું રહસ્ય તેમની કૃપા વિના સમજી શકતા નથી, ત્યારે તો જે લોકો તેમના અંશના પણ અંશ છે, તેઓ પોતાને અલગ અલગ ઈશ્વર માની અભિમાન કરનારા લોકો તેમનું સ્વરૂપ કેવી રીતે જાણી શકે? તે શ્રીહરિનું કોઈ પણ પ્રિય અપ્રિય અથવા પોતાનું પારકું નથી; છતાં

તેઓ સર્વ પ્રાણીઓના આત્મા હોવાને લીધે સર્વ પ્રાણીઓ-ને વહાલા છે. હે સતી! આ મહાભાગ ચિત્રકેતુ એ જ ભગવાનના વહાલા ભક્ત, ભગવાનની રુચિ પ્રમાણે ચાલનાર, શાંત અને સર્વત્ર સમદૃષ્ટિવાળા છે. હું પણ તે જ અચ્યુતનો પ્રિય છું, એ જ કારણે મને તેના ઉપર ક્રોધ થયો નહિ. તેથી આ પ્રમાણે શાંત, સમદૃષ્ટિ, ભગવદ્ભક્ત, મહાત્મા પુરુષોનાં આચરણ જોઈ આશ્ચર્ય પામવું જોઈએ નહિ.'

ભગવાન શિવનાં વચન સાંભળી દેવીનો વિસ્મય દૂર થઈ તેમનું ચિત્ત શાંત થયું. ઊલટો શાપ દેવામાં સમર્થ હોવા છતાં ભગવદ્ભક્ત ચિત્રકેતુએ શાંત ભાવથી કોઈ પણ પ્રકારના હર્ષ-વિષાદ વિના દેવીનો શાપ મસ્તકે ચઢાવ્યો. આ તો એમની સાધુતા છે. આ શાપને લીધે ચિત્રકેતુ આગલા જન્મમાં ત્વષ્ટાના દક્ષિણાગ્નિમાં ઉત્પન્ન થઈ વૃત્ર નામથી પ્રસિદ્ધ થયા અને નિરંતર પ્રેમપૂર્વક ભગવાનમાં ચિત્ત જોડી અંતે ભગવાનને પામ્યા!

બોલો ભક્ત અને તેના ભગવાનનો જય!

## ૧૪ : દાનવરાજ વૃત્રાસુર

એક વખત દેવરાજ ઇંદ્રના અનમ્ર તથા ઉદ્ધત વ્યવહારથી દેવગુરુ બૃહસ્પતિ નારાજ થઈ ગયા. ઇંદ્રે પશ્ચાત્તાપ કરી તેમને શોધ્યા પરંતુ તેઓ ન મળ્યા. ગુરુહીન દેવતાઓને દૈત્યોએ હરાવી દીધા, ત્યારે બ્રહ્માજીની સલાહથી દેવરાજ ઇંદ્રે ત્વષ્ટાના પુત્ર અમાપ તેજસ્વી વિશ્વરૂપને પોતાના ગુરુ બનાવ્યા. વિશ્વરૂપ 'નારાયણકવચ' જાણતા હતા, તે કવચના પ્રભાવથી ઇંદ્ર બળવાન થઈ ગયા અને દેવતાઓએ ફરીથી દૈત્યો ઉપર વિજય પ્રાપ્ત કર્યો. થોડા સમય પછી ઇંદ્રને શંકા થઈ કે વિશ્વરૂપની માતા અસુરવંશની હોવાને લીધે તે ગુપ્તરૂપે અસુરોને યજ્ઞનો હવિભાગ પહોંચાડે છે. આ પ્રકારના સંદેહથી ઇંદ્રના મનમાં અસુરોની બળવૃદ્ધિનો ભય ઊભો થયો અને ક્રોધાવેશમાં તેણે વિશ્વરૂપને મારી નાખ્યો. પુત્રના મૃત્યુથી શોકાકુળ ત્વષ્ટાએ બદલો લેવા માટે ઇંદ્રનો શત્રુ ઉત્પન્ન કરવાની ઇચ્છા કરી અને યજ્ઞ કરી વિશ્વરૂપના શરીરમંથનથી અતિ ઉગ્રરૂપ વૃત્ર ઉત્પન્ન કર્યો. આ વૃત્રાસુર પૂર્વજન્મમાં ભગવાનના પરમ ભક્ત રાજા ચિત્રકેતુના નામથી પ્રસિદ્ધ હતો. પાર્વતીના શાપથી એ અસુર શરીર પામ્યો હતો; પરંતુ આ દેહમાં પણ પૂર્વાભ્યાસને લીધે તેની ભગવદ્‌ભક્તિ ઉત્તરોત્તર વધતી જ રહી હતી.

વૃત્રાસુરે સાઠ હજાર વર્ષ સુધી કઠણ તપસ્યા કરી અમાપ શક્તિ પ્રાપ્ત કરી અને સૌને જીતી તે નિર્ભયરૂપે જગતમાં અપાર ઐશ્વર્ય ભોગવવા લાગ્યો. જોકે વૃત્ર અસુર-રાક્ષસ હતો. તેનું શરીર પણ આસુરી ચિહ્નોવાળું

હતું. પરંતુ તેના હૃદયમાં ભગવાન તરફ આકર્ષણ હતું. જગતની નશ્વરતાને તે સારી રીતે જાણતો હતો. ભગવાન પ્રત્યે તેના મનમાં ભક્તિ હતી. ઇંદ્ર સાથે શત્રુતા કરવા માટે જ તે ઉત્પન્ન થયો હતો. તેથી બાહ્ય દેખાવમાં તે અવશ્ય જ મહાન ઇંદ્રશત્રુ હતો. સમસ્ત દેવતાઓ તેના નામથી ધ્રૂજતા હતા; પરંતુ મનમાં તેને કોઈ પ્રત્યે વેર નહોતું. તે સૌમાં પોતાના ભગવાનને જોઈ પોતાના સ્વાંગ પ્રમાણે ઘોર કર્મ કરતો રહી જગતમાં વિચરતો હતો. એક વાર તે ભગવાનની ઇચ્છાથી દેવતાઓથી હારી ગયો, ત્યારે અસુરગુરુ શુક્રાચાર્ય તેની પાસે આવ્યા. શુક્રાચાર્યે આવી જોયું કે વૃત્રના ચહેરા ઉપર ઉદાસપણાનું કંઈ ચિહ્ન નથી. તે જેવો રાજ્ય કરતી વખતે પ્રફુલ્લ હતો, તેવો જ રાજ્યભ્રષ્ટ થવા છતાંયે છે, ત્યારે શુક્રાચાર્યે તેને પૂછ્યું:

'હે વૃત્ર! તું હારી ગયો છે, રાજ્ય વિનાનો છે. શું આથી તને કંઈ દુઃખ થતું નથી!' વૃત્રે કહ્યું: 'ભગવન્! હું સત્ય અને તપના પ્રભાવથી જીવોના આવવા-જવાનું અને સુખદુઃખનું રહસ્ય જાણી ગયો છું. તેથી મને કોઈ પણ અવસ્થામાં હર્ષ અથવા શોક નથી થતો. જીવ પોતપોતાનાં કર્મો પ્રમાણે કાળ ભગવાનની પ્રેરણાથી નરક અથવા સ્વર્ગમાં જઈ અમુક સમય સુધી પાપ અથવા પુણ્યનાં ફળ ભોગવી પછી બાકી રહેલાં પાપ-પુણ્યને કારણે મનુષ્ય, પશુ અથવા પક્ષીયોનિમાં જન્મ ગ્રહણ કરે છે તથા મરીને ફરીથી નરક અથવા સ્વર્ગમાં જાય છે. આ પ્રમાણે તેનું આવાગમન ચાલ્યા કરે છે. મેં ભગવાનની કૃપાથી ન જોઈ શકાય એવા પરમાત્માને જોઈ લીધા છે. તેથી મને જીવોના આવવા-જવામાં અને ભોગોની પ્રાપ્તિ-

અપ્રાપ્તિમાં કોઈ વિકાર થતો નથી. આપ જાણો છો કે મેં પહેલાં વિજયની ઇચ્છાથી ઘણા લાંબા સમય સુધી મહાન તપ કર્યું હતું અને તપોબળના પ્રભાવથી ત્રૈલોક્ય-વિજયી થઈ પરમ ઐશ્વર્યવાન બની ગયો હતો. હવે મેં મારાં કર્મો વડે જ એ ઐશ્વર્યનો નાશ કર્યો છે, તેથી મને એ ગયેલા ઐશ્વર્યને માટે કંઈ જ શોક નથી. પહેલાં જે વખતે યુદ્ધની ઇચ્છાથી ઇંદ્ર મારી સામે આવ્યા હતા, તે સમયે મેં મારા સ્વામી ભગવાન શ્રીહરિ નારાયણનાં દર્શન કર્યાં હતાં; તેઓ શ્રીહરિ જ વૈકુંઠ, પુરુષ, અનંત, શુક્લ, વિષ્ણુ, સનાતન, મંજુકેશ, હરિશ્મશ્રુ અને સમસ્ત ભૂતોના પિતામહના નામથી પ્રસિદ્ધ છે. હું સમજું છું કે જે તપથી મને શ્રીભગવાનનાં દર્શન થયાં હતાં તે તપનો કંઈક અંશ હજુ મારી અંદર હયાત છે; તેથી હું બીજા કોઈ વિષયની ઇચ્છા નહિ કરતાં આપ પાસેથી જાણવા ઇચ્છું છું કે કયાં કર્મથી અને કયા જ્ઞાનથી પરબ્રહ્મ ભગવાનની પ્રાપ્તિ થઈ શકે છે. હે ગુરો! આપ કૃપા કરી મને આ પ્રશ્નનો ઉત્તર આપો.' વૃત્રના આ અસુરભાવોને નાશ કરનારાં પરમાર્થપ્રદ વચનો સાંભળી તથા તેને, ઉત્પત્તિ, સ્થિતિ અને સંહારના એક માત્ર આશ્રય શ્રીભગવાન પ્રત્યે દૃઢ ભક્તિપરાયણ જાણી શુક્રાચાર્ય બોલ્યા :

नमस्तस्मै भगवते देवाय प्रभविष्णवे।
यस्य पृथ्वीतलं तात। साकाशं बाहुगोचरः।
मूर्धा यस्य त्वनन्तश्च स्थानं दानवसत्तम।
तस्याहं ते प्रवक्ष्यामि विष्णोर्माहात्म्यमुत्तमम्॥

(महाभारत, शान्तिपर्व २८०-१,२)

'હે દાનવશ્રેષ્ઠ ! હે તાત ! આ ભૂમંડળ જેનો નીચલો ભાગ છે, આકાશ સહિત ઉપરના લોકો જેમની ભુજાઓનો મધ્યભાગ છે અને મોક્ષધામ જેમના મસ્તકસ્વરૂપ છે, તે ભગવાન નારાયણને હું નમસ્કાર કરીને તને એ શ્રીવિષ્ણુનું શ્રેષ્ઠ માહાત્મ્ય સંભળાવું છું.'

વૃત્રાસુર અને શુક્રાચાર્યમાં આ પ્રમાણે વાતચીત થતી હતી, એટલામાં ધર્માત્મા મહામુનિ સનત્કુમાર તેમનો સંદેહ દૂર કરવા ત્યાં પધાર્યા. અસુરરાજ વૃત્ર તથા મુનિવર શુક્રાચાર્યે તેમની યથોચિત પૂજા કરી. તે ઉત્તમ સિંહાસન ઉપર વિરાજ્યા. ત્યાર પછી શુક્રાચાર્યના આગ્રહથી સનત્કુમાર ભગવાન વિષ્ણુનું માહાત્મ્ય કહેવા લાગ્યા: હે દૈત્યેંદ્ર ! હું તમને ભગવાનનું માહાત્મ્ય કહું છું, તે ધ્યાન દઈ સાંભળો ! આ સમસ્ત વિશ્વ ભગવાન વિષ્ણુમાં સ્થિત છે. તે પરમપુરુષ ભગવાન જ કાળ વડે ચરાચર ભૂત–પ્રાણીઓને રચે છે અને તેનો સંહાર કરે છે. આ સમસ્ત ભૂત–પ્રાણીઓ તેમનામાંથી જ ઉત્પન્ન થઈ તેમનામાં જ લય પામે છે. શાસ્ત્રજ્ઞાન, બાહ્ય તપ અને યજ્ઞ દ્વારા તેમની પ્રાપ્તિ થઈ શકતી નથી. કેવળ ઇંદ્રિય સંયમથી જ અર્થાત્ મન સહિત સર્વ ઇંદ્રિયોને વિષયોમાંથી દૂર કરી તેમનામાં જોડવાથી જ તેઓ મળે છે. જે દૃઢ નિશ્ચયપૂર્વક નિષ્કામ ભાવથી ભગવદર્થકર્મરૂપી યજ્ઞ અને શમ–દમાદિ સાધનો વડે ચિત્તની શુદ્ધિ કરે છે, તે પરલોકમાં મોક્ષ પામે છે. જેમ સોની ચાંદી, સોનું વગેરે ધાતુને વારંવાર અગ્નિમાં તપાવી તપાવી શુદ્ધ કરે છે, તે જ પ્રમાણે જીવ પણ વારંવાર જન્મ લઈ પ્રયત્ન કરતો કરતો શુદ્ધ થાય છે. હા, મહાન પ્રયત્ન કરનાર સાધક

પુરુષ એક જ જન્મમાં શુદ્ધ થઈ જાય છે. શરીરનો મેલ ઉતારવાની પેઠે પ્રયત્નપૂર્વક અંતઃકરણનો મેલ પણ ઉતારવો જોઈએ. જેમ સરસવના તેલમાં થોડાંક પુષ્પોની સુગંધી આપવાથી તેલની ગંધ મટતી નથી, તે જ પ્રમાણે થોડાક પ્રયત્નથી દોષ દૂર થતા નથી; પરંતુ જેમ વારંવાર ઘણાં પુષ્પોની સુગંધી દેવાથી તેલની ગંધ નાશ પામી જાય છે, તે જ પ્રમાણે બુદ્ધિથી વિષયાસક્તિના દોષો પણ વારંવાર મહાન પ્રયત્ન કરવાથી અને સત્યના સેવનથી જ નાશ પામે છે.

'હે દાનવરાજ ! અજ, અવિનાશી ભગવાન નારાયણ જ આ ચરાચર વિશ્વની ઉત્પત્તિ કરે છે; તેઓ જ સમસ્ત ભૂતોમાં દેહરૂપે અને જીવરૂપે વિરાજી રહ્યા છે. તેઓ જ મન સહિત અગિયાર ઈંદ્રિયોના રૂપમાં થઈ જગતનો ઉપભોગ કરે છે. એ જગતરૂપી પરમાત્માના ચરણો આ પૃથ્વી છે, સ્વર્ગ મસ્તક છે, દિશાઓ ચાર હાથ છે, આકાશ કાન છે, સૂર્ય નેત્ર છે, ચંદ્રમા મન છે, જ્ઞાન બુદ્ધિ છે, જળ જીભ છે તથા આકાશમાં રહેનારા ગ્રહ તેમની ભમરનો મધ્યભાગ છે. સત્ત્વ, રજ અને તમ એ ત્રણે ગુણો પણ તે નારાયણ છે. તે સર્વ આશ્રમ, કર્મ અને સંન્યાસના ફળ સ્વરૂપ છે. વેદના છંદ તેમનાં રૂવાં છે, પ્રણવ તેમની વાણી છે. તે બધા આશ્રયોના આશ્રય છે. તેમનું મુખ સર્વ બાજુએ છે. તેઓ જ બ્રહ્મ છે. તેઓ જ પરમ ધર્મ છે, તેઓ જ તપ છે, તેઓ જ સત્-અસત્ છે; તેઓ જ મંત્ર, શાસ્ત્ર, યજ્ઞપાત્ર તથા સોળ ઋત્વિકયુક્ત સર્વ યજ્ઞરૂપ છે. તે જ બ્રહ્મા, વિષ્ણુ, અશ્વિનીકુમાર, પુરંદર, મિત્ર, વરુણ, યમ અને કુબેર છે. ઋત્વિજો

તેમને ઇંદ્ર, વૈશ્વાનર વગેરે ભિન્ન ભિન્ન રૂપોમાં જોતા છતાં યે જાણે છે કે તે સનાતન પરમાત્મા એક જ છે. આ સમસ્ત જગત તે એક અદ્વિતીય ભગવાન નારાયણને જ વશ છે. વેદ તેમને જ વિવિધ ભૂતોનુ એક માત્ર કારણ બતાવે છે. જ્યારે મનુષ્ય દિવ્ય જ્ઞાનદષ્ટિથી સૌને એક નારાયણમય જુએ છે, ત્યારે બ્રહ્મનુ સ્વરૂપ પ્રગટ થાય છે અર્થાત્ તેઓ બ્રહ્મ પામે છે.

'જીવ જન્મ લઈ પોતપોતાનાં કર્મો પ્રમાણે નક્કી થયેલા લોકમાં રહે છે અને અંતે પ્રલયકાળમાં પ્રકૃતિ સાથે બ્રહ્મમાં પ્રવેશ કરે છે. બ્રહ્મવિત્ મહાત્મા પાંચે ઇંદ્રિયોનો સંયમ કરી સુખ–દુઃખમાં સમ રહે છે. તેમની અંદર બ્રહ્મવિદ્યા અને વેદવિદ્યા રહે છે. જે પુરુષ નિર્મળ મનથી પરમ પવિત્ર ગતિ જાણવા ઇચ્છે છે, તે બ્રહ્મનો સાક્ષાત્કાર કરી તદ્દન દુર્લભ મોક્ષસ્વરૂપ–સનાતન અવિનાશી પરબ્રહ્મને પામે છે.

સનત્કુમારના આ વચનો સાંભળી વૃત્રાસુરને અત્યંત આનંદ થયો. તે હવે પરમ દૃઢ નિશ્ચયપૂર્વક સૌમાં, સર્વ તરફ, એકલા ભગવાનનો જ અનુભવ કરવા લાગ્યો. તેમની ધાર્મિકતા, તેમનું જ્ઞાન અને તેમની ભગવદ્ભક્તિ એવી પવિત્ર અને મહાન થઈ ગઈ કે કોઈની સાથે તેની સરખામણી થઈ શકતી નથી. તે રાજ્યહીન થઈને પણ આસક્તિ છોડી નિર્ભયતાપૂર્વક શત્રુઓમાં રહેવા લાગ્યો. ઇંદ્રે દેવતાઓ સહિત તેના વધ માટે ઘણો પ્રયત્ન કર્યો, પરંતુ તે સફળ થયો નહિ. ત્યારે બધા દેવતાઓએ મળી ભગવાનની જ્ઞાનમયી સ્તુતિ કરી અને તેમની પાસે વૃત્રાસુરનો જલદીથી વધ કરવાનું વરદાન માગ્યું. ભગવાને

તેમની સ્તુતિથી પ્રસન્ન થઈ માર્મિક શબ્દોમાં તેમને કહ્યું:

किं दुरापं मयि प्रीते तथापि विबुधर्षभाः ।
मय्येकान्तमतिर्नान्यन्मत्तो वाञ्छति तत्त्ववित् ॥
न वेद कृपणः श्रेय आत्मनो गुणवस्तुदृक् ।
तस्य तदिच्छतो यच्छेद्यदि सोऽपि तथाविधः ॥
स्वयं निःश्रेयसं विद्वान्न वक्त्यज्ञाय कर्म हि ।
न राति रोगिणोऽपथ्यं वाञ्छतो हि भिषक्तमः ॥

(श्रीमद् भागवत ६-९-४८-५०)

હે દેવતાઓ ! મારા પ્રસન્ન થવાથી શું નથી મળી શકતું ? છતાં જેની બુદ્ધિ મારામાં અનન્યપણે લાગી જાય છે તે મારું તત્ત્વ જાણનારો પુરુષ મને છોડી બીજી કોઈ પણ વસ્તુ ઇચ્છતો નથી; પરંતુ વિષયોને જ યથાર્થ તત્ત્વ સમજનારો કૃપણ પુરુષ પોતાનું કલ્યાણ નથી જાણતો; તેથી તે અકલ્યાણકારી વિષયોને જ માગે છે, તે વિષયોની ઇચ્છા કરનારા મનુષ્યને જો કોઈ વિષયભોગનાં સાધનો દે, તો તે પણ તેવો જ અજ્ઞાની હોય છે. જેમ સારો વૈદ્ય રોગી ઇચ્છે, તો પણ તેને કુપથ્ય આપતો નથી, તે જ પ્રમાણે કલ્યાણ જાણનાર વિદ્વાન પણ અજ્ઞાની પુરુષને બંધનમય ભોગો આપનારા કર્મનો ઉપદેશ નથી દેતો.'

ભગવાને આ શબ્દોમાં જે કંઈ કહ્યું, તેનો એ જ ભાવાર્થ લેવો જોઈએ, કે 'તમે સ્તુતિ તો અત્યંત વિદ્વત્તાપૂર્વક કરી, પરંતુ એવી સ્તુતિ કરીને પણ અંતે માગ્યા તો સંસારી વિજય અને ભોગના ઢગલા જ. અત્યંત દુઃખની વાત છે કે તમે મૂર્ખોની પેઠે પોતાના યથાર્થ કલ્યાણ તરફ ધ્યાન આપ્યું નથી. મને પામીને પણ મારી

પાસે દુર્લભ ભક્તિ ન માગીને વિષયભોગોની જ ઇચ્છા કરો છો. હજુ પણ હું તમને ચેતવું છું. જો તમે મારું તત્ત્વ જાણતા હો, તો અજ્ઞાન બાળકની પેઠે મારા ઉપર જ આધાર રાખનાર બની જાઓ; પછી જેમ સ્નેહાળ માતા માગવા છતાં પણ બાળકને ઝેર નહિ દેતાં તેને કલ્યાણકારી વસ્તુઓ જ આપે છે, તે જ પ્રમાણે હું પણ તમને ભોગોથી દૂર હઠાવી મારી તરફ ખેંચી લઈશ. તમે મને હમેશાં સારો વૈદ્ય માની તમારી જાતને મને અર્પણ કરી દો; કયા ઔષધથી તમારો રોગ મટશે, તે હું જાણું છું અને હું પોતે જ તે તમને દઈશ. વૃત્રાસુરને મારવા-ન મારવાની ચિંતા છોડી દો, નિર્વૈર થઈ જાઓ, એ વૃત્ર રાક્ષસ હોવા છતાં પણ કેવો મારી કૃપા ઉપર નિર્ભર રહેલો છે; તે આ વખતે હારેલો છે, છતાં મારી પાસેથી કંઈ પણ ઇચ્છતો નથી; તમે પણ આ જ પ્રમાણે કરી શકો છો.

દેવતા ભગવાનનાં વચન સાંભળી ચૂપ રહ્યા-ભગવાને સમજી લીધું કે આ દેવતાઓ વિષયોની અભિલાષાવાળા છે. તેમને પોતાના કલ્યાણની હજી ઇચ્છા નથી. પેલી તરફ વૃત્રાસુરને પણ અસુરદેહમાંથી છોડાવી તરત જ પરમધામમાં લઈ જવો છે; તેથી તેના દેહત્યાગની યોજના કરવામાં જ બંને પક્ષને સગવડ છે. આમ વિચારીને ભક્ત-ની ઇચ્છાઓ પૂરી કરનાર ભગવાને કહ્યું: 'ઠીક, તમે એ જ ઇચ્છો છો તો ઠીક, હે ઇંદ્ર! તમારું કલ્યાણ થાઓ. હવે તમે મહાન તપસ્વી દધીચિ ઋષિ પાસે જાઓ અને વિદ્યા, વ્રત તથા તપ વડે દૃઢ થયેલા તેમના શરીરને તેમની પાસેથી માગી લો. હે ઇંદ્ર! તેઓ 'અશ્વશિરસ્' નામની પ્રસિદ્ધ બ્રહ્મવિદ્યા જાણે છે, જેનો તેમણે અશ્વિનીકુમારોને

ઉપદેશ દીધો હતો, અને જેથી અશ્વિનીકુમાર જીવન્મુક્ત થયા હતા.* આ સિવાય તે દધીચિ ઋષિ મારા સ્વરૂપભૂત અભેદ્ય નારાયણ કવચને પણ જાણે છે; તેમની પાસેથી જ આ કવચ વિશ્વરૂપના પિતા ત્વષ્ટાને મળ્યું હતું, ત્વષ્ટાએ વિશ્વરૂપને દીધું હતું અને વિશ્વરૂપ પાસેથી તે પામી તમે દાનવો ઉપર વિજય પામ્યા હતા. આ પ્રકારની વિદ્યાઓથી દૃઢ તેમના શરીરને તમે માગો, તે ધર્માત્મા તમારા માગવાથી તે તમને આપી દેશે અને પછી તેમનાં હાડકાંનું વિશ્વકર્મા પાસે વજ્ર નામનું શસ્ત્ર બનાવી લો. તે વજ્રથી જ વૃત્રાસુરનો વધ થશે.'

ઇંદ્રે દધીચિ પાસે આવી બધી વાતો કહી સંભળાવી. દધીચિએ શરીર છોડી દીધું, ત્યારે તેમનાં હાડકાંમાંથી

---

* એક વખત દધીચિ ઋષિ પાસે અશ્વિનીકુમાર જ્ઞાનનો ઉપદેશ લેવા ગયા. તે સમયે ઋષિ નિત્યકર્મ કરતા હતા, તેથી તેમણે કોઈ બીજે વખતે આવવા કહ્યું, અશ્વિનીકુમારોના ગયા પછી ઇંદ્રે ઋષિ પાસે જઈ કહ્યું કે અશ્વિનીકુમાર વૈદ્ય છે, તેમને આપ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ ન આપશો. આપ જો આપશો તો હું આપનું મસ્તક ઉતારી લઈશ. ઇંદ્ર ચાલ્યા ગયા. પછી અશ્વિનીકુમાર આવ્યા. એટલે ઋષિએ ઇંદ્રની વાત તેમને સંભળાવી. અશ્વિનીકુમારોએ કહ્યું: 'આપ ચિંતા ન કરો. અમે પહેલાં જ આપનું આ મસ્તક ઉતારી લઈ તેની જગ્યાએ આપના ધડ ઉપર અશ્વ(ઘોડા)નું મસ્તક ચોટાડી દઈએ છીએ. આપ તે જ મસ્તક વડે અમને ઉપદેશ આપો. આ પછી જ્યારે ઇંદ્ર આવી આપનું આ મસ્તક કાપી નાખશે ત્યારે અમે આપના ખરા મસ્તકને ધડ સાથે જોડીને આપને જીવતા કરી દઈશું.' આ સાંભળી અસત્યથી ડરનારા ઋષિએ એ જ પ્રમાણે કર્યું. ત્યારથી અશ્વના મસ્તક વડે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ થવાને કારણે તે બ્રહ્મવિદ્યાનું નામ પણ 'અશ્વશિરસ' પડી ગયું. અહીં શ્રીભગવાન ઇંદ્રને એ ઘટનાની યાદ આપી કહે છે, કે તમે જેનું મસ્તક ઉતારી લીધું હતું, તે રાગ-દ્વેષરહિત ઋષિ તમારા માગવાથી તમને પોતાનું શરીર દઈ દેશે!

વજ્ર બન્યું અને તે લઈ ઇંદ્રે દેવતાઓની વિશાળ સેના વડે વૃત્રાસુર ઉપર ચઢાઈ કરી. યુદ્ધપ્રેરક વાજં-બ્યુગલો વાગવા લાગ્યાં અને ભયંકર ગર્જના થવા લાગી. વિશાળ દેવસેના સહિત ઇંદ્રને પોતાની સામે જોઈને પણ વૃત્રાસુરની માનસિક સ્થિતિમાં કંઈ ફેર પડ્યો નહિ. ભીષ્મ પિતામહ યુધિષ્ઠિરને કહે છેઃ

अथ वृत्रस्य कौरव्य दृष्ट्वा शक्रमवस्थितम् ।
न सम्भ्रमो न भीः काचिदास्था वा समजायत ॥

(महाभारत, शान्तिपर्व २८१-१२)

હે યુધિષ્ઠિર! ઇંદ્રને પોતાની સામે જોઈ વૃત્રાસુરને ન તો ગભરાટ થયો, ન તો તેને ડર લાગ્યો કે ન તો તેણે યુદ્ધ માટે કોઈ પ્રયત્ન પણ કર્યો. તે નિર્ભય, નિશ્ચલ વીર હસતો હસતો ઇંદ્ર સાથે લડવા લાગ્યો. ઇંદ્ર ગભરાઈ ગયા, ત્યારે વસિષ્ઠે આવીને ઇંદ્રને ઉત્સાહ આપ્યો. ભગવાન વિષ્ણુએ ઇંદ્રના શરીરમાં પ્રવેશ કર્યો અને ભગવાન શંકરના તેજસ્વરૂપ તાવે વૃત્રાસુરમાં પ્રવેશ કરી તેને શિથિલ કરી નાખ્યો. આમ છતાં પણ ભગવાનમાં અચળ વિશ્વાસ રાખનાર વૃત્રાસુરનું બળ ઇંદ્રથી વધારે જ રહ્યું. તેણે ઇંદ્રના વાહન ઐરાવત ઉપર એક એવી ગદા મારી કે તે તમ્મર ખાઈ લોહીની ઊલટી કરતો કરતો અઠ્ઠાવીસ હાથ પાછો હઠી ગયો. ત્યારે હસીને વૃત્રાસુર કહેવા લાગ્યો: 'ઇંદ્ર! તમે ગભરાઓ નહિ, તમારા આ અમોઘ વજ્રનો મારા ઉપર પ્રહાર કરો, તમારું આ વજ્ર કદી ખાલી નહિ જાય. અને હું ભગવાનને આ શરીરનું બલિદાન દઈ કર્મબંધનથી મુક્ત થઈ ભગવાનનું પરમપદ પામીશ. હે ઇંદ્ર! તમારું આ વજ્ર શ્રીહરિના તેજ અને મહાન તપસ્વી

દધીચિ ઋષિના તપથી તીક્ષ્ણ થઈ રહ્યું છે; તેથી આ વજ્ર વડે તમારો વિજય થવામાં કંઈ સંદેહ જ નથી. કેમ કે જ્યાં શ્રીહરિ હોય છે, ત્યાં જ વિજય, શ્રી અને સમસ્ત ગુણો હોય છે-यतो हरिर्विजयः श्रीर्गुणास्ततः’ પરંતુ યાદ રાખજો કે, ભગવાનનો સાચો કૃપાપાત્ર તો હું જ છું. તમને તો મને જીતી લીધા પછી માત્ર ભૌતિક સુખ અને અનિત્ય રાજસિંહાસન જ મળશે; પરંતુ હું તો મારા સ્વામી ભગવાનના આદેશ પ્રમાણે તેમનાં પવિત્ર ચરણકમળોમાં મનને સ્થિર કરી તમારા આ વજ્રથી વિષયભોગરૂપી પાશ કપાઈ ગયા પછી શરીરનો ત્યાગ કરી મુનિજનદુર્લભ પરમધામ પ્રાપ્ત કરીશ. હે ઇંદ્ર! જે ભક્તોએ પોતાની બુદ્ધિ કેવળ પ્રિયતમ ભગવાનમાં જ જોડેલી છે, તે પોતાને પરાયણ ભક્તોને ભગવાન સ્વર્ગ, પૃથ્વીલોક અને પાતાળની સંપત્તિઓ કદી આપતા નથી; કેમ કે એ સંપત્તિઓ રાગ-દ્વેષ, ઉદ્વેગ-આવેગ, આધિ-વ્યાધિ, મદ-અભિમાન, વ્યસન-વિવાદ અને પરિશ્રમ-કલેશ વગેરે દોષોથી ભરેલી હોય છે. ભલા, માતા કદી પોતાના ઉપર આધાર રાખનાર બાળકને પોતાને હાથે ઝેર દઈ શકે છે? આ પ્રમાણે મારા પ્રભુ શ્રીનારાયણ પણ પોતાના ભક્તને વિષય-સંપત્તિરૂપી વિષ નહિ દેતાં તેના ધર્મ, અર્થ અને કામ સંબંધી પ્રયત્નનો જ નાશ કરી નાખે છે. જ્યારે ભગવાન આ પ્રમાણે કરી દે, ત્યારે ભગવાનની મારા ઉપર કૃપા થઈ, એવું અનુમાન કરવું જોઈએ. મારા ઉપર ભગવાનની એવી કૃપા થઈ છે, તેથી વજ્ર હાથમાં લઈ મને મારવા માટે મારી સામે ઊભેલા છો, પરંતુ તમે તો હજુ ધર્મ, અર્થ અને કામના પ્રયત્નમાં જ લાગેલા છો, તેથી તમે આ કૃપાના અધિકારી નથી. તેથી તમને

સ્વર્ગ વગેરે સંપત્તિઓ જ પ્રાપ્ત થશે. ભગવાનના આ કૃપા-પ્રસાદનું રહસ્ય હેમના અકિંચન ભક્તો જ જાણે છે, બીજા નથી જાણતા.' આ પ્રમાણે કહી નિષ્કામ શરણાગત અનન્ય ભક્ત અસુરરાજ વૃત્રાસુર પોતાના સ્વામી ભક્તવત્સલ ભગવાનને કહેવા લાગ્યા :

अहं हरे तव पादैकमूलदासानुदासो भवितास्मि भूयः।
मनः स्मरेतासुपतेर्गुणांस्ते गृणीत वाक्कर्म करोतु कायः॥
न नाकपृष्ठं न च पारमेष्ठ्यं न सार्वभौमं न रसाधिपत्यम्।
न योगसिद्धीरपुनर्भवं वा समञ्जस त्वा विरहय्य काङ्क्षे॥
अजातपक्षा इव मातरं खगाः स्तन्यं यथा वत्सतराः क्षुधार्ताः।
प्रियं प्रियेव व्युषितं विषण्णा मनोऽरविन्दाक्ष दिदृक्षते त्वाम्॥
ममोत्तमश्लोकजनेषु सख्यं संसारचक्रे भ्रमतः स्वकर्मभिः।
त्वन्मायया‌ऽऽत्मात्मजदारगेहेष्वासक्तचित्तस्य न नाथ भूयात्॥
(श्रीमद्भागवत ६। ११। २४–२७)

'હે હરે! હું મરીને પણ પછી, તમારા ચરણ એ જ જેમનું આશ્રમસ્થાન છે, તે તમારા દાસોનો પણ દાસ બનું. હે પ્રાણનાથ! મારું મન તમારા ગુણોનું સ્મરણ કરતું રહો, મારી વાણી તમારા ગુણ–કીર્તનમાં જોડાઈ રહો, મારું શરીર તમારી સેવા કરતું રહો. હે સર્વ સૌભાગ્ય-નિધિ! હું તમને છોડી સ્વર્ગ, બ્રહ્માનું પદ, સાર્વભૌમ રાજ્ય, પાતાળનું આધિપત્ય, યોગસિદ્ધિ–વધારે શું, પુનર્જન્મનો નાશ કરનાર સાયુજ્ય મોક્ષ પણ નથી ઇચ્છતો. જેમની પાંખો હજી કાચી છે, એવાં પક્ષીઓનાં બચ્ચાં જેમ ભૂખથી અથવા બીજા પક્ષીઓથી પીડાતાં માતાના આવવાની વ્યાકુળતાથી વાટ જુએ છે, જેમ દોરડીએ બાંધેલાં

નાનાં નાનાં ભૂખ્યાં વાછરડાં ગાયોના આંચળ ચૂસવા માટે ઉતાવળાં થયા કરે છે, અને જેમ પતિવ્રતા સ્ત્રી દૂર દેશ ગયેલા પતિને જોવા માટે વ્યગ્ર રહે છે, તે જ પ્રમાણે હે કમળલોચન! મારું મન તમારા દર્શન માટે વ્યાકુળ છે. હું મારાં કર્મો વડે સંસારચક્રમાં ભ્રમણ કરી રહ્યો છું; તમે પુણ્યકીર્તિ છો. તમારા ભક્તો સાથે મારી મૈત્રી થાઓ. તમારી માયાને વશ થઈ મારું આ ચિત્તપુત્ર, સ્ત્રી, શરીર અને ઘર વગેરેમાં આસક્ત થઈ રહ્યું છે. હે નાથ! હવે એવું કરો કે જેથી આ ચિત્ત તમારા સિવાય બીજા કોઈમાં આસક્ત ન થાય.'

અહો! કેવી નિષ્કામ ઇચ્છા છે! નથી મોક્ષની ઇચ્છા કે નથી તો સંસારચક્રમાં ફરતા રહેવાની ચિંતા! બસ છે તો એ જ ઇચ્છા છે, કે આત્મા, મન, વાણી, શરીર હમેશાં માત્ર તમારી જ સેવામાં તત્પર રહે. આથી વિશેષ ભક્તની શી ઇચ્છા હોઈ શકે?

પ્રાર્થના કરતાં કરતાં જ વૃત્રાસુર પુલકિત થઈ થોડા સમય માટે ધ્યાનમગ્ન થઈ ગયો. ત્રિભુવનસુંદર ભગવાનની છબી તેની સમક્ષ દેખાવા લાગી અને મનોમન તેમને નમસ્કાર કરી તરત જ તેને પોતાની પાસે ખેંચી લેવા પ્રાર્થના કરવા લાગ્યો. ઇંદ્ર વૃત્રાસુરની સ્થિતિ જોઈ ચકિત થઈ ગયા.

ગોસ્વામી તુલસીદાસજીએ પણ કદાચ આ જ ભાવનાથી કહ્યું છે:

ચહૌં ન સુગતિ સુમતિ સંપતિ કછુ રિધિ સિદ્ધિ બિપુલ બડાઈ.
હેતુરહિત અનુરાગ રામપદ બઢૌ અનુદિન અધિકાઈ.

× × ×

કુટિલ કરમ લૈ જાહિ મોહિ જહઁ જહઁ અપની બરિઆઈ.
તહઁ તહઁ જનિ છિન છોહ છાડિએ કમઠ અંડકી નાઈ.

વૃત્રાસુર ભયંકર ત્રિશૂળ ઉઠાવી ઇંદ્ર તરફ દોડ્યો. ઇંદ્રે ત્રિશૂળ સહિત તેનો હાથ કાપી નાખ્યો. આથી વૃત્રાસુરે ઘણા જોરથી પોતાનું પરિઘ નામનું શસ્ત્ર ઇંદ્રની દાઢી ઉપર માર્યું. પરિઘ લાગતાં જ ઇંદ્રના હાથમાંથી વજ્ર નીચે પડી ગયું. ઇંદ્ર શરમાઈ ગયો. વૃત્રાસુરે હસીને કહ્યું: હે ઇંદ્ર! આ સમય ખેદ અથવા શરમ અનુભવવાનો નથી. વજ્ર પડી ગયું એમાં શું થયું? તે ઉપાડીને તમે મારા ઉપર તેનો પ્રહાર કરો! ઉત્પત્તિ, સ્થિતિ અને સંહાર કરનારા એક સર્વજ્ઞ સર્વશક્તિમાન પ્રભુ જ છે. તેમને અધીન પુરુષોનો સ્વેચ્છાથી સર્વ જગાએ વિજય થતો નથી. બધા લોકો જાળમાં ફસાયેલાં પક્ષીઓ પેઠે વિવશ થઈ જે પરમાત્માને અધીન થઈ પોતપોતાના પ્રયત્નો કરી રહ્યા છે, તે બધાના સંચાલક કાળ ભગવાન જ જય–પરાજયના એક માત્ર કારણ છે. ઓજ, સાહસ, શક્તિ, પ્રાણ, અમૃત અને મૃત્યુના રૂપમાં રહેલા ભગવાન કાળ જ બધાના કારણ છે. લોકો મોહવશ થઈને જ જડ શરીરને કારણ સમજે છે. હે ઇંદ્ર! લાકડાની પૂતળી અથવા ચાવી ચઢાવેલા હરણની માફક બધા જીવો ભગવાનને વશ છે. તે ઈશ્વરના અનુગ્રહ વિના પુરુષ, પ્રકૃતિ, મહત્તત્ત્વ, અહંકાર, પંચ સૂક્ષ્મ મહાભૂત, ઇંદ્રિયો અને મન એ બધાં વિશ્વની ઉત્પત્તિ કરવા અસમર્થ છે. જે લોકો આ રહસ્ય નથી જાણતા, તે જ પરાધીન શરીરને સ્વાધીન માને છે. હે ઇંદ્ર! ખરી રીતે ભગવાન જ પ્રાણીઓ વડે પ્રાણીઓને ઉપજાવે છે અને પ્રાણીઓ વડે જ પ્રાણીઓનો નાશ કરે છે. હે ઇંદ્ર! જેમ ઇચ્છા ન હોવા છતાં પણ કાળની પ્રેરણાથી અકીર્તિ, ઐશ્વર્યની હાનિ અને દરિદ્રતા પ્રાપ્ત થાય છે,

તે જ પ્રમાણે ભાગ્યવશ આયુષ્ય, લક્ષ્મી, કીર્તિ અને ઐશ્વર્ય પ્રાપ્ત થાય છે. જ્યારે સર્વ કંઈ ઈશ્વરને અધીન છે, ત્યારે કીર્તિ-અકીર્તિ, જય-પરાજય, સુખ-દુઃખ અને જીવન-મરણ માટે હર્ષ-શોક ન કરતાં દ્વંદ્વ માત્રમાં સમદૃષ્ટિવાળા રહેવું જોઈએ. સુખ-દુઃખ વગેરે બધું ગુણોનું કાર્ય છે અને સત્ત્વ, રજ, તમ-એ ત્રણે ગુણો પ્રકૃતિના છે, આત્માના નહિ; તેથી જે લોકો પોતાને આ ત્રણે ગુણોના પોતાને સાક્ષી સમજે છે, તે હર્ષ-શોકાદિથી કદી લેપાતા નથી.'

વૃત્રાસુરનું નિષ્કપટ દિવ્ય ભાષણ સાંભળી ઇંદ્ર તેની પ્રશંસા કરતાં કરતાં હસી કહેવા લાગ્યા: 'હે દાનવેંદ્ર! અહો! તમારી આ જાતની બુદ્ધિ જોઈ જણાય છે, કે તમે સિદ્ધાવસ્થાને પહોંચી ગયા છો. તમે સૌની અંદર એક જ આત્માને જુઓ છો. સૌના સુહૃદ્ છો અને જગદીશ્વરના પરમ ભક્ત છો. તમે આસુરી ભાવનો ત્યાગ કરીને મહાપુરુષત્વ પામી ચૂક્યા છો. તેથી જણાય છે કે ભગવાન વિષ્ણુની સૌને મોહિત કરનારી માયાથી તમે પાર થઈ ગયા છો. અહો, મહાઆશ્ચર્યની વાત છે કે, તમે સ્વભાવે રજોગુણી હોવા છતાં બુદ્ધિને આ પ્રમાણે દૃઢતાપૂર્વક શુદ્ધ સત્ત્વમય ભગવાન વાસુદેવમાં યોજી રાખી છે. તેથી સ્વર્ગ વગેરે સુખોમાં તમારી અનાસક્તિ ઉચિત જ છે, કેમ કે જે પુરુષ મુક્તિના અધીશ્વર ભગવાન શ્રીહરિનો ભક્ત છે, તે હમેશાં આનંદપૂર્ણ અમૃતના સાગરમાં વિહાર કરે છે. તે ખાબોચિયામાં ભરાયેલા થોડા ગંદા પાણી જેવા સ્વર્ગ વગેરે ભોગોમાં શું કરવા આસક્ત થાય?'

આ પ્રમાણે વાતચીત થયા પછી તરત જ યુદ્ધ સમાપ્ત કરવાની ઇચ્છાથી બન્ને ભયંકર યુદ્ધ કરવા લાગ્યા. વૃત્રાસુર આમેય સ્થૂળ શરીરવાળો હતો. હવે તે મોં પહોળું કરી જેમ મહાસમર્થ અજગર મહાકાય હાથીને ગળી જાય છે, તે જ પ્રમાણે ઐરાવત સાથે ઇંદ્રને ગળી ગયો; પરંતુ ગળી જવા છતાં પણ અભેદ્ય નારાયણકવચ વડે સુરક્ષિત હોવાથી વૃત્રાસુરના પેટમાં ઇંદ્રનું મૃત્યુ થયું નહિ, અને તે પોતાના તીક્ષ્ણ ધારવાળા વજ્રથી તેનું પેટ ચીરી બહાર નીકળી આવ્યા તથા તેનું પર્વત જેવું વિશાળ મસ્તક કાપી ધડથી અલગ કરી દીધું. બધા લોકોના દેખતાં જ વૃત્રના શરીરમાંથી એક દિવ્ય જ્યોતિ નીકળી અને તે ભગવાનના સ્વરૂપમાં ભળી ગઈ! વજ્રથી ચિરાતી વખતે તે મહાયોગી વૃત્રાસુરનું ચિત્ત ભગવાનમાં અનન્ય ભાવે જોડાયેલું હતું, તેથી તે અપાર તેજવાળા વિષ્ણુ ભગવાનના પરમ ધામમાં ચાલ્યો ગયો.

दारितश्च स वज्रेण महायोगी महासुरः ।
जगाम परमं स्थानं विष्णोरमिततेजसः ॥
(महाभारत, शान्तिपर्व २८३-६०)

બોલો ભક્ત અને તેમના ભગવાનનો જય!

# ૧૫ : નિર્લોભી ભક્ત તુલાધાર શૂદ્ર

પ્રાચીન કાળની વાત છે. કોઈ એક ગામમાં તુલાધાર નામનો એક શૂદ્ર રહેતો હતો. તે ઘણો સત્યવાદી, નિર્લોભી, વૈરાગ્યવાન અને ભગવાનનો અનન્ય ભક્ત હતો. ઘરમાં સાધ્વી સ્ત્રી હતી. સંસાર ઉપર વૈરાગ્ય આવવાને લીધે તે કંઈજ કામ કરતો નહોતો. શિલોંછ વૃત્તિથી પોતાનુ ગુજરાન ચલાવતો હતો. તેને પેટ ભરાય તેટલુ અન્ન તથા પહેરવાને પૂરાં કપડાં નહોતાં મળતાં, છતાં એના મનમાં કંઈ દુઃખ થતું નહિ. તેની સ્ત્રીને અત્યંત દરિદ્રતાને લીધે કંઈક દુઃખ થતું હતું; પરંતુ તે પતિવ્રતાધર્મનુ પાલન કરનારી હોવાથી કદી તેને કંઈ કહેતી નહિ; તેમ જ તેની રુચિ વિરુદ્ધ થઈ કોઈ બીજા ઉપાયથી પૈસા કમાતી નહોતી. પતિની રુચિ પ્રમાણે ચાલવું એને જ તે પોતાનો પરમ ધર્મ માનતી હતી. ભગવાન ઘણા ભક્તવત્સલ છે. તેઓ ઘટઘટની વાત જાણનાર હોવા છતાં પણ ભક્તનો મહિમા વધારવા તથા એક ઊંચો આદર્શ જગત આગળ રાખવા માટે ભક્તની પરીક્ષા-લીલા કર્યા કરે છે, તેથી તેની પરીક્ષા લેવાનું તેમણે નક્કી કર્યું !

તુલાધારને કપડાંમાં એક ધોતિયુ હતુ અને એક રૂમાલ. બંને તદ્દન ફાટી ગયેલા હતાં. મેલાં તો હતાં જ. તે નામ ગાત્રનાં વસ્ત્ર રહ્યાં હતા, તે [illegible] ની જરૂરિયાત પૂરી પડતી નહોતી. તુલાધાર હં[illegible] નહાવા જતો હતો. તેથી એક દિવસ ભગવાને [illegible] વસ્ત્રો નદી કિનારે એવી જગ્યાએ મૂકી રા[illegible] તુલાધાર

નજર તેના ઉપર પડ્યા વિના ન રહે તુલાધાર નિત્યના નિયમ પ્રમાણે નહાવા ગયા તેમની નજર નના વસ્ત્રો ઉપર પડી ત્યા તેનુ કોઈ માલિક પણ નહોતુ, પરતુ એના મનમા જરા પણ લોભ ઉત્પન્ન થયો નહિ તેમણે તે બીજાની વસ્તુ સમજી ત્યાથી સહેજ નજર ફેરવી લીધી અને સ્નાન-ધ્યાન કરી ચાલતા થયા દૂર છુપાઈ ઊભા રહેલા પ્રભુ ભક્તનો પ્રથમ જોઈ હસી પડ્યા

બીજે દિવસે ભગવાને ઉમરડાના ફળ જેવી એક સોનાની ડાળખી તે જગ્યાએ મૂકી દીધી તુલાધાર આવ્યા તેની નજર આજે પણ સોનાની ડાળખી ઉપર ઠરી ક્ષણ વાર તો પોતાની દીનતાનુ ભાન થયુ, પરતુ તેમણે વિચાર્યું, 'જો હુ આ લઈશ, તો મારુ અલોભ વ્રત તત્ત જ નાશ પામશે પછી આનાથી અહકાર પેદા થશે લાભથી લોભ, પછી લોભથી લાભ, વળી લાભથી લોભ, આ પ્રમાણે નવ્વાણુના ચક્કરમા હુ પડી જઈશ લોભી માણસને કદી શાતિ મળતી નથી નરકનો દરવાજો તો હમેશા એને માટે ખુલ્લો જ રહે છે મોટા મોટા પાપોની ઉત્પત્તિ આ લોભથી જ થાય છે ઘરમા ધન વધારે પ્રમાણમા હોવાથી સ્ત્રી અને બાળકો ધનના મદથી મસ્ત બને છે અને એ મસ્તીમાથી કામવિકાર થાય છે અને કામવિકારથી બુદ્ધિ બહેર મારી જાય છે બુદ્ધિ નાશ પામતા જ મોહ વ્યાપી જાય છે અને એ મોહથી વળી અહકાર, ક્રોધ અને લોભ ઉત્પન્ન થાય છે એનાથી તપ નાશ પામે છે અને મનુષ્યની દુર્ગતિ થાય છે, તેથી હુ આ સોનાની ડાળખીને કોઈ પણ પ્રકારે નહિ લઉ '

આ પ્રમાણે વિચાર કરી તુલાધાર તેને ત્યા જ છોડી

ઘર તરફ ચાલી નીકળ્યો. સ્વર્ગના દેવતાઓએ ધન્યવાદ આપ્યા અને પુષ્પવૃષ્ટિ કરી.

આ તરફ ભગવાન ભવિષ્ય બતાવનારા જોષી બન્યા અને પોથીપત્રી બગલમાં મારી ગામમાં પહોંચ્યા. તેઓ ઘેર ઘેર ફરી લોકોના હાથની રેખાઓ જોઈ ભવિષ્ય ભાખવા લાગ્યા. આખા ગામમાં વાત ફેલાઈ ગઈ. બધી બાજુ જ્યોતિષીને પૂછપરછ થવા લાગી. ચારે તરફ ટોળું ફરી વળ્યુ, બધા પોતપોતાનું ભવિષ્ય પૂછવા લાગ્યા. ખબર પડતાં પોતાના ભાગ્યલેખ વંચાવવા માટે તુલાધારની સ્ત્રી પણ આડોશીપાડોશી સાથે જ્યોતિષીની પાસે ગઈ. જ્યોતિષીએ હસી તેના વિષાદનું કારણ દરિદ્રતા કહ્યું અને તેને કહ્યું કે, 'તારા નસીબમાં દરિદ્રતા જ લખેલી છે, કેમ કે તારો પતિ એવો મૂર્ખ છે, કે તે ઘેર આવેલી લક્ષ્મીનું પણ અપમાન કરે છે. આજે જ વિધાતાએ એને ખૂબ ધન આપ્યું હતું; પરંતુ તે મૂર્ખની પેઠે તેને છોડી ચાલ્યો ગયો. પછી ધન ક્યાંથી મળે? જ્યાં સુધી બંને જીવશો, ત્યાં સુધી આ દરિદ્રતા જ રહ્યા કરશે. હે માતા! તું તારે ઘેર જઈ તારા સ્વામીને પૂછ તો ખરી કે આજે મળેલું ધન તે શું કામ છોડી ચાલ્યો આવ્યો હતો?'

જ્યોતિષીની વાત સાંભળી તુલાધારની સ્ત્રી પોતાને ઘેર પાછી આવી અને સ્વામીને બધી હકીકત કહી સંભળાવી. તુલાધારે કહ્યું : જ્યોતિષીની વાત તદ્દન સાચી છે; પરંતુ હું ધનને શું કરત? સાધ્વી પત્ની કંઈ જ બોલી નહિ. પંડિતજીને મારી આ બાબતની ખબર શી રીતે પડી. તે જાણવા તુલાધાર પોતાની સ્ત્રીને સાથે લઈ જ્યોતિષી પાસે એકાંતમાં ગયા અને તેમને કહ્યું: 'આપ

શું કહેવા ઇચ્છો છો, તે મને કૃપા કરીને કહો.

જ્યોતિષી સ્નેહભર્યા શબ્દોમાં સમજાવતા હોય તેમ બોલ્યા : 'બેટા! તું આંખો આગળ પડેલા નિર્દોષ ધનને સ્વાભાવિકપણે જ તૃણ સમાન સમજી ચાલ્યો આવ્યો, તેથી હવે તારું ભાગ્ય કદી નહિ ખૂલે! તુ તારું અમાપ ઐશ્વર્ય, શૌર્ય અને મંગળ સર્વ કંઈ નાશ પામેલુ સમજ. તેં પોતાને ઘેર આવેલી લક્ષ્મીનું અપમાન કર્યું છે. પછી તને ધનનું સુખ કેવી રીતે મળશે? હજુ પણ તું મારી વાત માને તો જઈને ધન લઈ આવ અને નિષ્કંટક સુખ ભોગવ. સંસારમાં ધન અને ઐશ્વર્ય એ જ સાર છે, તેનાથી જ મનુષ્યની શોભા અને સન્માન છે.'

નિઃસ્પૃહ તુલાધારે કહ્યું : ભગવન્! ધનની તો મને રતીભાર પણ ઇચ્છા નથી. હું તો સમજું છું કે ધન જીવને ફસાવનારી મહાન જાળ છે. જે મનુષ્ય ધનમાં આસક્ત છે, તેની મુક્તિ કદી થઈ શકે નહિ. ધનમાં માદકતા છે, મોહ છે, ભય છે અને મિથ્યામાં પ્રીતિ છે. ધન આવ્યું કે ચોર, નાતના લોકો, રાજા અને રાજપુરુષોની નજર તેના તરફ પડે છે. પશુપક્ષીઓમાં પણ પરસ્પર દ્વેષ રહ્યા કરે છે, તો પછી મનુષ્યોની તો વાત જ શી? ધનવાનનો બીજા ધનવાનો અને નિર્ધનો દ્વેષ કરવા લાગે છે, તેનાથી પ્રાણનો ભય રહ્યા કરે છે. પાપજનક અહંકાર અને કામ વગેરેનું તો ધન નિવાસસ્થાન જ છે અને દુર્ગતિનું એ પરમ કારણ છે, તેથી ભગવન્! મારે ધન નથી જોઈતું. નિર્ધન રહીને જ હું પરમ સુખી છું.'

જ્યોતિષી કહેવા લાગ્યા : 'તું નથી જાણતો કે સંસારમાં જેની પાસે ધન છે, તેની જ પાસે સર્વ કંઈ છે.

ધનવાન પુરુષને જ મિત્ર, બંધુ, કુળ, શીલ, પાંડિત્ય, રૂપ, સૌભાગ્ય, યશ અને સુખ છે. સ્ત્રી-પુત્ર તેનો સત્કાર કરે છે. નિર્ધનને કોઈ પૂછતુંયે નથી. ધનહીન મનુષ્યને નથી તો મિત્ર હોતા, નથી ધર્મ હોતો કે નથી તેનો જન્મ સાર્થક થતો. ધનથી પરોપકાર, યજ્ઞ, દાન વગેરે હોય છે. ધનથી જ કૂવા, તળાવ બંધાવવામાં આવે છે. ધનથી જ હોમ, જપ થાય છે, કે જેનાથી સ્વર્ગની પ્રાપ્તિ થાય છે. નિર્ધન મનુષ્ય આમાંથી કંઈ પણ કરી શકતો નથી. વ્રત, તીર્થસેવન, જપ, સંતોષ, સિદ્ધિ, આજીવિકા, ભોગ, તપ બધું ધનથી જ થાય છે. ધનથી જ રોગનો પ્રતીકાર, પથ્ય, ઔષધ અને આત્મરક્ષણ થાય છે. શત્રુનો જય, સ્ત્રીઓનો વિલાસ, ભૂત, ભવિષ્ય અને વર્તમાનનું જ્ઞાન, અરે, એટલે સુધી કે બધાં સત્કાર્યો અને દુષ્કાર્યો ધનથી જ થાય છે. સારાંશ એ છે, કે જેની પાસે ધન છે તેજ ઇચ્છાનુસાર ભોગો ભોગવી શકે છે અને તે જ દાન-ધર્મ કરી સ્વર્ગ વગેરેમાં જઈ શકે છે.'

તુલાધાર બોલ્યા: 'ભગવન્! અહીંના ભોગ અને સ્વર્ગ બન્ને અનિત્ય છે. ભોગોમાં સુખ માનવું એ જ મોહ છે. આપ મને મોહમાં શું કરવા નાખી રહ્યા છો?'

अकामाच्च व्रतं सर्वमक्रोधा तीर्थसेवनम्।
दया जप्यसमा शुद्धं सन्तोषो धनमेव च॥
अहिंसा परमा सिद्धिः शिलोञ्छवृत्तिरुत्तमा।
शाकाहारः सुधातुल्य उपवासः परं तपः॥
सन्तोषो मे महाभोग्यं महादानं वराटकम्।
मातृवत्परदाराश्च परद्रव्याणि लोष्टवत्॥

परदारा भुजङ्गाख्याः सर्वयज्ञ इदं मम।
तस्मादेनं न गृह्णामि सत्यं सत्यं गुणाकर॥
प्रक्षालनाद्धि पङ्कस्य दूरादस्पर्शनं वरम्॥

(पद्मपुराण, सृष्टि० ५३। ६० थी ६३)

'નિષ્કામતા એ જ સર્વ વ્રત છે. અક્રોધ એ જ તીર્થસેવન છે, દયા જ જપ સમાન છે, સંતોષ એ જ શુદ્ધ ધન છે. અહિંસા એ જ પરમ સિદ્ધિ છે. શિલોંછ એ જ ઉત્તમ વૃત્તિ-ગુજરાનનું સાધન છે. શાકાહાર એ જ મારે માટે અમૃત અને ઉપવાસ એ જ પરમ તપ છે. જે કંઈ ભાગ્યવશાત્ મળી આવે તેમાં સંતોષ એ જ મહાન ભોગ છે અને કોડી એ જ મહાદાન છે. પરસ્ત્રી માતા સમાન છે અને પારકું ધન માટીના ઢેફા સમાન છે. પરસ્ત્રી ઝેરી સાપ સમાન છે. એવો ભાવ રાખવો એ જ મારા બધા યજ્ઞો છે, તેથી હે જ્યોતિષી! હું ધન નહિ લઉં એ હું આપને સાચે સાચું કહું છું. કાદવ હાથ ઉપર ચોપડી તેને ધોવા કરતાં તો કાદવથી દૂર રહેવું એ જ ઉત્તમ છે.'

નરશ્રેષ્ઠ શૂદ્ર તુલાધારની આ નિર્લોભવૃત્તિ ઉપર દેવતાઓએ તેનો જયઘોષ કર્યો. આકાશમાંથી તેના મસ્તક અને શરીર ઉપર દેવતાઓએ ફૂલ વરસાવ્યાં. દેવ-દુંદુભિઓ વાગવા લાગ્યાં. દિવ્ય લોકમાંથી તેને માટે વિમાન ઊતરી આવ્યું!

તુલાધારે મનોમન વિચાર્યું કે, 'આ જ્યોતિષી કોણ છે. એમની ચેષ્ટા, એમની વાણી અને એમનું જ્ઞાન અત્યંત આકર્ષક છે. શું મારા પ્રભુ સાક્ષાત્ હરિ જ મને મળવા આવ્યા છે અથવા એ બીજા કોઈ દેવ છે? આમ વિચારી

તુલાધારે જ્યોતિષીરૂપી ભગવાનનાં ચરણો પકડી તેમને કહ્યું: 'પ્રભો! જણાય છે કે આપ જ મારા પ્રિયતમ સ્વામી છો. પછી છૂપા વેશવાળા જ્યોતિષી શું કામ બન્યા છો? કૃપા કરી પ્રગટ થાઓ અને આપના વિશ્વમોહન સ્વરૂપની ઝાંખી પ્રતિમા બતાવી દાસને કૃતાર્થ કરો.'

ભક્તની પ્રાર્થના સાંભળતાં જ ભગવાન પોતાના વિષ્ણુરૂપમાં બદલાઈ ગયા. ચારે બાજુ હજારો સૂર્ય જેવો પરંતુ નિર્મળ સુશીતળ પ્રકાશ છવાઈ ગયો. તે જ પ્રકાશમાં ભક્ત તુલાધાર અને તેમની ભાગ્યવાન પત્નીએ નીલમણિ જેવા સુંદર સુનીલવર્ણ, શંખ, ચક્ર, ગદા, પદ્મધારી; વૈજયંતીમાળા, કૌસ્તુભમણિ અને શ્રીવત્સ તથા ભૃગુલતાનાં ચિહ્ન હૃદય ઉપર ધારણ કરેલા, મગરની આકૃતિવાળાં, કુંડળ અને કિરીટ-મુગટધારી; પીતાંબરધારી પ્રભુને મંદ-મંદ હસતા જોયા. બન્ને કૃતાર્થ થઈ ગયા અને ભગવાનની આજ્ઞાથી બન્ને દિવ્ય વિમાન ઉપર સવાર થઈ દિવ્ય ધામમાં પધાર્યાં.

બોલો ભક્ત અને તેમના ભગવાનનો જય.



# ધર્મ–નીતિ–ભક્તિવિષયક

| | |
|---|---|
| સુભાષિતરત્નભાંડાગાર | ૧૨–૦૦ |
| મનુસ્મૃતિ | ૫–૦૦ |
| બાલવિલાસ | ૧–૫૦ |
| હિંદુધર્મની બાળપોથી | ૦–૭૫ |
| ગાંધી–વાણી | ૧–૨૫ |
| ધર્માલાપ | ૫–૦૦ |
| ધર્મદર્શન | ૧–૦૦ |
| વાટના દીવડા | ૧–૫૦ |
| હિંદુધર્મ (મોટું) | ૧–૨૫ |
| હિંદુધર્મ અને સદાચાર | ૦–૨૫ |
| હિંદુધર્મ | ૦–૨૫ |
| હિંદુધર્મના પાયા | ૦–૨૫ |
| આર્યધર્મનીતિ અને ચાણક્યનીતિસાર | ૧–૨૫ |
| સુભાષિત નીતિમંજરી | ૧–૫૦ |
| સુભાષિત રત્નમાળા | ૦–૭૫ |
| ચારુચર્યા | ૦–૨૫ |
| યક્ષ ને યુધિષ્ઠિર | ૦–૬૦ |
| વૈરાગ્યશતક | ૦–૪૦ |
| વિજ્ઞાનશતક | ૦–૫૦ |
| નવસંહિતા | ૦–૩૭ |
| વ્યવહારમાળા | ૦–૫૦ |
| સત્સંગમાળા | ૦–૪૦ |
| સંતોષસુરતરુ | ૦–૩૦ |
| સુક્તાવલિ | ૦–૪૦ |
| * | |
| શ્રીરામકૃષ્ણકથામૃત | ૬–૦૦ |
| વિવેકાનંદસાર | ૩–૦૦ |
| હરિરેવ જગત્ | ૨–૫૦ |
| ઉપદેશસારસંગ્રહ | ૧–૫૦ |
| સંતોની અનુભવવાણી | ૨–૦૦ |
| સંતગુરુનો પરિચય | ૨–૦૦ |
| સદ્બોધસરિતા | ૧–૫૦ |
| સંતની વાતો | ૨–૦૦ |
| બોધદાયક કથાઓ | ૧–૫૦ |
| મદાલસા અને અલર્ક | ૦–૩૦ |
| આત્માની ઓળખ | ૦–૪૦ |
| મેનાવતી–ગોપીચંદ તથા ભર્તૃહરિ–વિક્રમ | ૦–૨૫ |
| જેસલ–તોરલ તથા જાલંધર–ગોપીચંદ | ૦–૨૫ |
| વિવેકાનંદનાં વચનામૃતો | ૦–૫૦ |
| સ્વામી રામતીર્થનાં વચનામૃત | ૦–૭૫ |
| પરવાળાં | ૦–૨૫ |
| પુરોગામી | ૦–૨૫ |
| પ્રભુમય જીવન | ૧–૨૫ |

# વૈદક અને આરોગ્ય

- ચરક–સંહિતા (પાંચ ભાગમાં)
- ભાગ ૧ લો [શ્લોક-(સૂત્ર)સ્થાન] ૧૫–૦૦
- ભાગ ૨ જો ... ૧૫–૦૦
- ભાગ ૩ જો ... ૧૦–૦૦
- ભાગ ૪ થો ... ૧૦–૦૦
- ભાગ ૫ મો ... ૮–૦૦
- ભાવપ્રકાશ–ભાગ ૧ લો ૧૨–૦૦
- ,, –ભાગ ૨ જો ૧૫–૦૦
- ભાવપ્રકાશ–નિઘંટુ... ૫–૦૦
- સુશ્રુત–આયુર્વેદ (બે ગ્રંથોમાં) (નવી આવૃત્તિ) ૧૬–૦૦
- અષ્ટાંગહૃદય–વાગ્ભટ ૧૫–૦૦
- હારીતસંહિતા ... ૬–૦૦
- માધવનિદાન ... છપાય છે
- શાર્ઙ્ગધરસંહિતા ... ૬–૫૦
- આર્યભિષક્ ... ૮–૦૦
- રસતંત્રસાર–પ્રથમ ખંડ ૧૦–૦૦
- રસતંત્રસાર અને સિદ્ધપ્રયોગ-સંગ્રહ–દ્વિતીય ખંડ ૮–૦૦
- છાલીપાલી–મરીમસાલો ૫–૦૦
- પથ્યાપથ્ય (આરોગ્યની કૂંચી) ... ૩–૦૦
- ઘરઘરનો વૈદ્ય ... ૨–૦૦
- ચિકિત્સાંજન ... ૧–૦૦

- નીરોગી જીવન ... ૧–૭૫
- આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન ૧–૦૦
- આયુર્વેદ યોગશતક ૦–૭૫
- વૈદકના અકસીર ઉપાયો ૦–૪૦
- વૈદ્યજીવન ... ... ૧–૨૫
- તક્રકલ્પ અર્થાત્ છાશસેવન-વિધિ ... ... ૦–૬૦
- અકસ્માતના તાત્કાલિક ઉપાય ... ૧–૦૦
- મલમપટ્ટા ... ... ૧–૦૦
- રસાયન ... ૧–૫૦
- બોપદેવશતક ... ૧–૨૫
- આપણો આહાર ... ૨–૦૦
- ઝેર ઉતારવાના તાત્કાલિક ઉપાયો ... ૦–૭૫
- માંદાનો આહારવિહાર ૦–૩૦
- માંદગીનાં કારણો ... ૦–૫૦
- માંદગીમાં ઉપવાસ .. ૦–૪૦
- ખોરાકના ગુણદોષ ... ૦–૭૫
- હરડે (અને તેનો ઉપયોગ) ૦–૫૦
- વૃક્ષાયુર્વેદ ... ... ૦–૭૫
- જીવનચર્યા... ... ૦–૫૦
- ચૂર્ણ–ઔષધિ .. ૦–૩૫
- ક્વાથ–ઔષધિ ... ૦–૪૦

## વેદાન્ત-તત્ત્વજ્ઞાન

| | | | |
|---|---|---|---|
| યોગવાસિષ્ઠ મહારામાયણ (બે ગ્રંથોમાં) | ૧૫-૦૦ | યોગાભ્યાસ અને આસનવિધિ ... | ૦-૭૫ |
| વૈદિક-વિનય (ત્રણ ભાગ) | ૭-૫૦ | સનત્સુજાતનો ઉપદેશ અર્થાત્ મૃત્યુનું રહસ્ય ... | ૦-૭૫ |
| પક્ષપાતરહિત અનુભવપ્રકાશ | ૬-૫૦ | કપિલ અને દેવહૂતિ | ૦-૬૨ |
| વેદાંતસિદ્ધાંતમુક્તાવલી | ૨-૦૦ | ષટ્પદી (વેદાંતપ્રક્રિયા) | ૦-૩૫ |
| શ્રીપંચદશી-વિદ્યારણ્ય કૃત | ૫-૦૦ | વિચારસૂર્યોદય ... | ૦-૨૫ |
| પંચદશી-મરાઠી પરથી | ૨-૦૦ | બળવાન બનો! ... | ૦-૭૫ |
| બ્રહ્મસિદ્ધાંતમાલા ... | ૪-૦૦ | જ્ઞાનનાં ઝરણાં ... | ૦-૨૫ |
| તત્ત્વાનુસંધાન ... | ૪-૦૦ | વિચારમાળા ... | ૦-૫૦ |
| પંચીકરણ ... | ૨-૦૦ | લઘુયોગવાસિષ્ઠસાર ... | ૦-૫૦ |
| પાતંજલ યોગસૂત્ર ... | છપાશે | મોક્ષનો માર્ગ ... | ૦-૫૦ |
| આત્મરામાયણ ... | ૧-૫૦ | દૃગ્દૃશ્યવિવેક ... | ૦-૧૨ |
| શ્રીવેદાંતમાર્ગદર્શિની | ૨-૦૦ | અંતર-નિરીક્ષણ ... | ૧-૦૦ |
| વેદાંતશબ્દકોશ ... | ૦-૫૦ | જ્ઞાન અને કર્મ ... | ૦-૨૫ |
| હઠયોગપ્રદીપિકા ... | ૧-૫૦ | નારદનાં ભક્તિસૂત્રો | ૦-૧૯ |
| જીવન્મુક્તિવિવેક ... | ૧-૫૦ | શાંડિલ્ય ભક્તિસૂત્ર ... | ૦-૩૭ |
| જ્ઞાનવાણી ... | ૨-૦૦ | | |

## શ્રીમત્ શંકરાચાર્યકૃત પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| ઉપદેશસાહસ્રી ... | ૪-૦૦ | શતશ્લોકી અને બીજાં ચાર રત્નો ... | ૦-૭૫ |
| શ્રીદક્ષિણામૂર્તિસ્તોત્ર | ૧-૫૦ | આત્મા-અનાત્માવિવેક | ૦-૩૫ |
| વિવેકચૂડામણિ ... | ૧-૦૦ | પ્રબોધસુધાકર અને તત્ત્વબોધ ... | ૦-૫૦ |
| મણિરત્નમાળા ... | ૧-૫૦ | હસ્તામલકસ્તોત્ર અને વાક્યસુધા ... | ૦-૧૫ |
| સૌંદર્યલહરી ... | ૦-૪૦ | પ્રશ્નોત્તરમાળા ને જીવન્મુક્ત-આનંદલહરી ... | ૦-૧૯ |
| સ્તોત્રસંગ્રહ ... | ૧-૫૦ | | |
| મોહમુદ્ગર અને બીજાં દશ રત્નો ... | ૧-૦૦ | | |

# સંતવાણી-ભજનો

| | | | |
|---|---|---|---|
| તુકારામગાથા (ભા. ૨ જો) | ૩-૦૦ | અક્ષરમાળા ... | ૦-૩૭ |
| ભજનસાગર-ભા. ૧, ૨ | ૫-૦૦ | સાંખ્યસાર અને યોગસાર | ૦-૩૭ |
| ભજનસંગ્રહ ... | ૧-૦૦ | શ્રીરામનામભજનાવલિ | છપાશે |
| તુલસીસતસઈ ... | ૧-૫૦ | સંત દાદૂ ... | ૦-૨૫ |
| મીરાંબાઈનાં ભજનો | ૦-૭૫ | ઋષિરાજનાં પદો ... | ૦-૪૦ |
| નરસિંહ મહેતાનાં ભજનો | ૦-૭૫ | પ્રબોધબાવની ... | ૦-૨૫ |
| પરિચિત પદસંગ્રહ | ૨-૦૦ | કેશવકૃતિ ... ... | ૦-૩૦ |
| વલ્લભ ભટ્ટની વાણી | ૩-૦૦ | કવિ દીનદયાળગિરિ | ૦-૨૫ |
| પ્રીતમદાસની વાણી | ૧-૫૦ | કબીર સાહેબનાં ભજનો | ૦-૫૦ |
| નિષ્કુલાનંદની વાણી | ૦-૩૦ | ભોજા ભગતના ચાબખા | ૦-૫૦ |
| અખાના છપ્પા ... | ૧-૨૫ | ધીરા ભગતનાં પદો | ૦-૫૦ |
| કબીરનાં આધ્યાત્મિક પદો | ૧-૨૫ | રવિ, ભાણ અને મોરાર સાહેબની વાણી | ૦-૪૦ |
| દલપતરામની કવિતા | ૦-૭૫ | દાસી જીવણનાં પદો | ૦-૫૦ |
| ભક્તકવિ દયારામનાં ભજનો | ૦-૪૦ | સો ભજનો ... | ૦-૩૫ |
| શામળના છપ્પા ... | ૧-૦૦ | કબીરની સાખીઓ ... | ૦-૩૦ |
| છોટમની વાણી ... | ૦-૭૫ | ગિરધર કવિરાય ... | ૦-૧૯ |

# ગીતાવિષયક

| | | | |
|---|---|---|---|
| શ્રીમદ્ ભગવદ્ગીતા-શાંકરભાષ્ય ... | ૪-૦૦ | શ્રીમદ્ ભગવદ્ગીતા ગુ. શ્લો. | ૦-૫૦ |
| શ્રીમદ્ ભગવદ્ગીતા-નીલકંઠી ટીકા સાથે ... | ૩-૦૦ | શ્રીમદ્ ભગવદ્ગીતા સં. શ્લો. | ૦-૫૦ |
| શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા | ૬-૦૦ | જ્ઞાનસત્રગીતા (સં. શ્લો.) | ૧-૨૫ |
| શ્રીમદ્ ભગવદ્ગીતા-મોટા અક્ષરોમાં ... | ૧-૨૫ | શ્રી રામગીતા ... | ૧-૭૫ |
| ભગવદ્ગીતા-પુરુષાર્થ-બોધિની-ભા. ૩ જો | ૪-૦૦ | ઉત્તરગીતા ... | ૦-૩૭ |
| | | ગીતાસંકલન ... | ૦-૧૯ |
| | | અવધૂતગીતા ... | ૧-૨૫ |

# નવલકથા–વાર્તાસંગ્રહો